કેળવવું તે માટે વિચારણા થઈ. પૂજ્યશ્રીની ઉપસ્થિતિમાં જ સૌએ ઉમંગથી ભાગ લેતા સારો એવો ફાળો થઈ ગયો.

વેરાવળનું ચાતુર્માસ ધન્ય ધન્ય બની ગયું. કેમ જાણે આ અંતિમ ચાતુર્માસ હોય અને આ તક પુનઃ ન મળવાની હોય તેમ વેરાવળના શ્રાવક શ્રાવિકાઓ જાણે એક સાથે એક લાભ લેવા અધીર બની ગયા હતા.

ગુરુદેવની લાગણીશીલતા અને જૈન સમાજ પ્રત્યેની હમદર્દી સૌને ઊંડાઈથી સ્પર્શી જતા હતા. અતિથિ સ્વાગત તપશ્ચર્યા, વ્યાખ્યાનવાણી, દાનપુણ્ય સંઘ જમણ, જૈનશાળાના ઉત્સવો અને ઇનામો આ બધામાં જરાપણ ત્રુટી રહી નહિ. જૈનશાળામાં લગભગ ચાર હજાર રૂપિયાનું તો ઇનામ વહેંચાયું હશે. મુંબઈમાં વસતા તેમજ સ્થાનિક શેઠીયાઓએ અને સૌ ભાઈઓએ તન, મન, ધન ખરચી અને વ્રત પચખાણ આરાધીને પૂરો લાભ લીધો હતો. આજપણ એ ભવ્ય ચાતુર્માસનું સ્મરણ કરતાં વેરાવળ વાસીને આંખમાં હર્ષના આંસુઓ આવી જાય છે.

ગુરુદેવની ભક્તજન પ્રત્યેની લાગણીનો એક ઉદાહરણ ટાંકીને આ પ્રકરણ પૂરું કરીશું. વેરાવળમાં ગવર્મેન્ટ સર્વીસ કરતા શ્રી. બળવંતભાઈ કોઈ રૂશ્વતના આરોપમાં ઝડપાઈ ગયા. જેલ જવાનો પ્રસંગ આવ્યો. બપોરના ગુરુદેવ પાસે આવી રોઈ પડયા. પોતાના અપરાધનો સ્વીકાર કર્યો. પુજ્યશ્રીએ એજ વખતે પ્રભુદાસ જેરામ તથા તુલસીદાસ કલ્યાણજીને બોલાવ્યા. તેમના ઉપરી અમલદારને મળીને આ શ્રાવક બન્ધુને અભય મળે તેવી વ્યવસ્થા કરવા પ્રેરણા આપી. પેલા બંને ભાઈઓએ આ કામ પૂરું કર્યું. જે ખર્ચ અને પૈસા આપવા પડયા. તે શ્રી તુલશીદાસભાઈએ આપી દીધા. પેલા ભાઈ ગુરુ-

# વેરાવળથી બગસરા

## ચૈતન્ય પ્રગટાવી ધન્ય બન્યા

### ૮૧

વેરાવળનું અવિસ્મરણીય ચાતુર્માસ સમાપ્ત થતાં ગુરુવરોએ પાંખો ફફડાવી દૂર દૂરનાં ક્ષેત્રો પર મીટ માંડી. છલકતો સાગર કેમ જાણે પેટ ભરીને જોઈ લેવો હોય તેમ પ્રથમ પ્રભાસ–પાટણ જવા વિચાર કર્યો. જાણે જન્મભુમિની અંતિમ મુલાકાત હોય! અહો! વેરાવળમાં જન્મ, વેરાવળમાં ગુરુવરોની મુલાકાત, વેરાવળમાં વૈરાગી પ્રાણ, વેરાવળમાં મુનિપ્રાણ, વેરાવળમાં વક્તા પ્રાણ, વેરાવળમાં ગુરુવર્યરૂપે આગમન આદિ બધાં ચિત્રો એક પછી એક નજર સામે તરવરી રહ્યા. કેટલીક વખત વેરાવળ ક્ષેત્રની સ્પર્શના....–બસ હુવે શું વેરાવળને સ્પર્શના નહિ થાય!....આમ મન ઉદાસીન ભાવે ઊંડુ ઊંડું ઊતરી જતાં કેટલીક ભાવ ભાવનાને સ્પર્શ કરી ગયું.

વેરાવળવાસી અધીર બની રહ્યા હતા. આજે પૂજ્યશ્રીનું પ્રસ્થાન તેમની ભક્તિને છેલ્લો ઝટકો દઈ રહ્યું હતું. સૌ જાણે કંઈક અંશે કૃતકૃત્ય થયા હોય તેવો સંતોષ હતો. ગુરુવરના સાંનિધ્યમાં લાભ લેવા તક મળી અને પૂજ્યશ્રીને પ્રસન્ન કરી તેમની કૃપાદૃષ્ટિ મેળવવા ભાગ્યશાળી બની શક્યા. આથી જીવન સાર્થક થયું હોય તેમ સૌને લાગ્યું. ભક્તિનો ઊભરો ઠાલવવા ગુરુદેવના ચરણો મેળવી શક્યા. તેથી સકળ સંઘ ભાગ્યશાળી બની ગર્વ અનુભવી રહ્યા. આ બધું સુખ છતાં વિહારની વિરહ વેદના જાણે સુખને દુઃખમાં બદલી રહી હતી!

આવી. પુનઃ પૂજ્યશ્રી વીરપુર ખીસા વગેરે થઈને ધારી' પધાર્યા, આ વખતે ૪૮ દિવસ ધારીમાં સ્થિરતા થઈ. શ્રી. મોતીબાઈ મ. ની. બીમારી વધતા ગુરુદેવે સ્વમુખે આલોયણા' કરાવી તેમને અનશન ભાવ સમજાવ્યા. પંડિત મરણ અને અંતિમવેળાની સમાધિનું માર્ગદર્શન કરાવ્યું. ફાગણ વદ ૨-બુધવાર રાત્રીના સવા બે વાગે મહાસતીજીના આત્માએ આ નશ્વર દેહનો ત્યાગ કર્યો. આગલે દિવસે સાંજના મહારાજશ્રીએ માંગળિક સંભળાવ્યું હતું; બધી શિષ્યાઓની હાજરીમાં ઘણી જ સમાધિ સાથે પંડિત મરણ નીપજ્યું હતું.

પૂજ્યશ્રીની હાજરીથી મહાસતીજીનો નિર્વાણ મહોત્સવ ઘણી જ ધામધૂમ સાથે થયો. હજારો રૂપિયા દાનપુણ્ય અને સાત્વિક માર્ગે ખર્ચાયા. સારી કીમતનું જરીનું શેલું દ્રવ્ય-દેહ પર ઓઢાડવામાં આવ્યું હતું.

ધારી શ્રીસંઘે ચાતુર્માસ માટે વિનંતિ ખાસ કરી. બા. બ્ર. ચંપાબાઈ સ્વામીની તબિયત ઘણી જ નરમ રહેતી હોવાથી પુજ્યશ્રીની હાજરીથી તેમને સાતા રહે; ચંપાબાઈ સ્વામીનું ચતુર્માસ ધારીમાં જ હતું. ગુરુદેવે અશકયતા બતાવી. વસ્તુતઃ ધારી ચોમાસું કલ્પતું પણ ન હતું. કેમ જાણે દીક્ષા-ભૂમિ બગસરાનો કરજો બાકી હોય! અંતિમ સર્વ લાભ બગસરાને જ મળવાનો હોય.

ગુરુદેવે ધારીથી પ્રસ્થાન કર્યું. બે ચાર દિવસ અમરેલીને લાભ આપી સાવરકુંડલા આગમન થયું. સાવરકુંડલા આવવાનું પ્રથમ પ્રયોજન ત્યાં કુંવારી બહેનો શ્રી. વિમળાબેન તથા શ્રી. હંસાબેનને દીક્ષા આપવાની હતી. શ્રી. ફૂલકુંવરબાઈ સ્વામી-ઠા. ૫ સાવરકુંડલામાં જ બીરાજમાન હતા. તેમની સાથે સ્વ-શ્રી. ઉજમબાઈ સ્વામીના શિષ્યા બા. બ્ર. જયાબાઈ મ. જી

બંને વૈરાગ્ય શીલવંતી અલગ અલગ વાહનમાં બેસીને 'વરસીદાન' દઈ રહ્યા હતા. આ આખી શોભા યાત્રા દીક્ષાર્થી બહેનોના ઘેરથી શરૂ થઈ. ગુરુદેવના સ્થાન પાસે આવતા ભાવ દીક્ષિતાઓએ ઊતરીને વંદન કર્યા. ગુરુદેવે તેમને સંયમ રસની વૃદ્ધિ માટે ભાવભર્યું માંગલિક સંભળાવ્યું. પછી શોભા–યાત્રા આગળ વધી ગુરુદેવો દીક્ષા સ્થળે પધારી ગયા. શ્રી. મહાત્મા ગાંધી ધર્મશાળામાં દીક્ષા આપવાનું યોજાયું હતું.

વિશાળ પડાલમાં ગુરુદેવો પાટ પર બિરાજ્યા. શોભા-યાત્રા આવી પહોંચી. કુંડલાનું ગગન જયનાદોથી ગાજી ઊઠ્યું. પૂજ્ય ગુરુવર પ્રશાંત ભાવે ઉલ્લાસિત થએલા જોવામાં આવતા હતા. શોભા–યાત્રા સભારૂપે ગોઠવાઈ ગઈ. ૧૦ થી ૧૨ હજારની મેદની શાંત ભાવે ગુરુદર્શન કરવા લાગી. ગુરુ દેવ ખૂબ જ પ્રસન્ન હતા. ઘણી દીક્ષાઓ અને ઉત્સવો યોજ્યા પછી સફળ યોજક બન્યા હતા. જાણે છેલ્લો જ દીક્ષા ઉત્સવ ઉજવવાનો હોય તેમ ભાવ–વિભોર બની અંતઃકરણનો પૂરો રસ ઠાલવી રહ્યા હતા.

દીક્ષાર્થી બહેનો ગાડીમાંથી ઊતરી પ્રથમ ગુરુવરોને વંદન કર્યું. માંગલિક સાંભળ્યું. ત્યારબાદ બંનેએ થોડું પ્રવચન આપ્યું. સમય થતાં વેશ પરિવર્તન માટે તેઓ રાવટીમાં ચાલ્યા ગયા. શ્રી. જયાબાઈ સ્વામી પુલકિત ભાવે ભાવ દીક્ષિતાઓને સાંભળી રહ્યા હતા. ત્યારબાદ ગુરુદેવની ગંભીર ગિરા આ મહામેદની વચ્ચે વરસી રહી. જાણે અષાઢી મેઘના પ્રભાવથી પૃથ્વી સ્નાન કરી રહી હોય! પ્રવચન સમાપ્તિ થતાં રાજકોટ સંઘના પ્રમુખ શ્રી. દુર્લભજીભાઈ વીરાણીએ શ્રીસંઘ તરફથી આશીર્વાદાત્મક બે શબ્દ કહ્યા.

બંને દીક્ષાર્થીઓ ગુરુશરણમાં ઉપસ્થિત થતાં પૂજ્યશ્રીએ શ્રીમુખથી વિધિવત દીક્ષાપાઠ ભણાવ્યો. યાવત જીવન સામા-

ગુરુદેવ લીલીયા દામનગર લાઠી થઈ અમરેલી વિભાગમાં સંચર્યા. ઉપરના બધાં ક્ષેત્રોમાં છઠ અઠમની તપશ્ચર્યાઓ અને વ્યાખ્યાન વાણીની સારી ધામધૂમ રહી. દરેક જગ્યાએ શુભ કાર્યો થતાં રહ્યાં. ખાસ અમરેલી ન જતાં મોટા આંકડીયા અને અમરાપુર ઉપર થઈ કુંકાવાવ પધાર્યા. મોટા આંકડીયામાં શ્રી. જયાબાઈ સ્વામી ઠાણા ૩ ને ગુરુદેવના દર્શનનો લાભ રસ્તે જતા મળ્યો. શ્રી. જયાબાઈ સ્વામી તથા નવ દીક્ષિતા શ્રી. વિમળાબાઈ તથા શ્રી. હંસાબાઈનું ચાતુર્માસ ચિતળ હોઈ તે રસ્તેથી નીકળ્યા. ગુરુદેવની અંતિમ શિક્ષાઓ હૃદયમાં સંગ્રહી લીધી. અમરેલીથી રામજી હંસરાજ કામાણી તથા જડાવબહેન સાથે ભગવાનજી માવજી તથા ગુલાબબેન હેમાણી ગુરુદેવના દર્શનાર્થે આવ્યા. શ્રી. રામજીભાઈએ ગુરુદેવ સાથે વર્તમાન જૈન સમાજની સ્થિતિ સંબંધે વાર્તાલાપ કર્યો. પૂજ્યશ્રીની મહાનતા માટે ધન્યવાદ આપ્યો. અમરાપુરમાં શ્રી. જેચંદભાઈ કાનજી દોશીએ પૂજ્યશ્રીની ઉત્તમ સેવા બજાવી.

કુંકાવાવમાં બગસરાના સેંકડો નરનારીઓ પહોંચી ગયા. સ્વાગત જમણ ત્યાં હતું. બીજે દિવસે પૂજ્યશ્રી કુંકાવાવથી વિહાર કરી બગસરા ચાતુર્માસ પધાર્યા. જૈનસંઘ જાણે અમૃત સાગરમાં તરવા લાગ્યો.

૩ ભાઈઓ અને ૨૨ બહેનો અઠ્ઠાઈ તપના આરાધક બન્યા. બસ, પછી પૂછવું જ શું? અઠ્ઠાઈ, નવાઈ, દશ, અગ્યાર અને સોળની લીંકજ (કડી) જોડાઈ ગઈ. એક બે અઠ્ઠાઈ નહિ પાંચ પાંચ અને દસ દસ અઠ્ઠાઈના થોકડા વાળી ઘણી બહેનો આગળ આવી. પૂજ્યશ્રી-ની સાથે પ્રાયે: વ્યાખ્યાન નાના રતીમુનિ પણ વાંચતા હતા.

પર્યુષણ પર્વ પહેલાં જ ૪૦ થી ૪૫ મોટી તપશ્ચર્યા નીપજી. વૈરાગી શ્રી જનકભાઈએ પણ અઠ્ઠાઈ તપનું આરાધન કર્યું. લહાણા, બીડાં, સાંજી, દાનપુણ્ય વિગેરે વ્યવહારનો ભારે રંગ જામ્યો. ઉપાશ્રય સમસ્ત સંઘનું મહાકેન્દ્ર બની ગયો. બહેનોને મન તો હીરો હાથ લાગ્યો હતો પ્રાતઃકાળે બહેનો ગીત ગાતી ગાતી દર્શન અર્થે આવતી હતી ત્યારે ગલીએ ગલીએ મંગળ છવાઇ જતું. દર્શનથી લઈ વ્યાખ્યાન વાચણી, ગોચરી પાણીનો સમય, રાસ, શાસ્ત્રશ્રવણ, પ્રતિક્રમણ એ બધા કાર્યક્રમોમાં સૌ કોઇ મસ્ત હતા. સકલ સંઘનું એકજ લક્ષ્ય હતું "ગુરુદેવને સાતા કેવી રીતે ઉપજે?"

સ્વર્ગસ્થ ગુરુદેવો ૧૦૦૮ શ્રી જયચંદજી મ. અને તપસ્વીજી મ. ની ખેડ કરેલી ભૂમિમાં અત્યારે બગીચો ફાલ્યો ફૂલ્યો હતો. ભક્તિનો ભારે રંગ જામ્યો હતો. એ બગીચાની ગુરુપ્રાણ દ્વારા અત્યાર સુધી ઉત્તમ સિંચાઇ થઈ હતી.

પર્યુષણ પર્વનો પ્રારંભ થયો. વ્યાખ્યાનની રંગરેલી વધારે જોશમાં ચાલી, તપશ્ચર્યાએ જૈન સમાજનું એક પ્રાણ-સમુ બની ગયું છે. જે કાંઈ જૈન સમાજની ક્ષમતા છે તે તેની તપ વૃત્તિમાં ઝળકે છે આવા મહાન ધર્મધુરા-ધારક મળ્યા પછી ભક્તોના સંકલ્પ બળમાં ઘણી વૃદ્ધિ થાય છે. નાની નાનીં ઉમરના બાળ-બાળાઓએ ઉપવાસ આરંભ્યાં. બને સમય પ્રતિક્રમણ, પ્રતિદિન પ્રવચન, જૈન શાળાનાં બાળકોનો અભ્યાસ વિ. કાર્યક્રમ-જાણે આધ્યાત્મિક ઉત્ક્રાંતિનું મહા આંદોલન ચાલી રહ્યું.

શહેરોમાંથી ભકતજનોનો પ્રવાહ બગસરાના આંગણે વહી રહ્યો હતો. બગસરા યાત્રાધામ બની ગયું હતું. જેઓ આવતા તેઓની સેવા ઉત્તમ રીતે થતી કલકતાથી શ્રી માણેક-ચંદભાઈ ઝવેરચંદ બગસરા દર્શનાર્થે આવ્યા ને ઉપાશ્રય સમારકામ માટે રૂા. ૨૫૧ શ્રીસંઘને અર્પણ કર્યા સાવર-કુંડલાથી શ્રી. કુબેરદાસભાઈ આવતા રૂા. ૫૦૧ ઉપાશ્રય સમાર-કામ માટે આપ્યા.

બગસરાના ભાઈઓ બહેનો સેવા માટે ખડે પગે તત્પર હતા. સવારના ચા નાસ્તાનું સ્વાગત ચારે માસ શ્રી. નરભેરામ દેવચંદ તરફથી થતું હતું. બપોર ને સાંજના ભોજનનો લાભ શ્રી. મણિલાલ પાનચંદે લીધો હતો, યુવક વર્ગ સ્વયં સેવક તરીકે સેવા કરી નામના મેળવી ગયો. સૌના હૃદયમાં એક જ મૂર્તિ રમી રહી હતી "ગુરુદેવ ! ગુરુદેવ !"

રાજકોટથી શ્રી. દુર્લભજીભાઈ વીરાણી તથા શેઠ નરભે-રામ હંસરાજ કામાણી પૂજ્યશ્રીના દર્શનાર્થે આવ્યા. ગુરુદેવનો પ્રતાપ તો એવો ને એવો જ પથરાઈ રહ્યો હતો. પરંતુ મુખ-મંડળની કાંતિમાં સૂક્ષ્મ પરિવર્તન થઈ ચૂકયું હતું શ્રીયુત નરભેરામભાઈએ દર્શન કર્યા બાદ સૌરાષ્ટ્રથી જમશેદપુર આવ્યા ત્યારે તેઓએ જણાવ્યું કે" હવે પૂ પ્રાણલાલજી મ. ના દર્શન દુર્લભ થશે એમ મને લાગે છે. આવી આંતરિક સ્પર્શના ઘણાઓને થવા લાગી

બગસરા ચાતુર્માસેતો ચાતુર્માસોની જાહોજલાલીમાં કળશ ચડાવી દીધો. સંવત્સરી પછી ૧૭ તો સંઘ જમણુ થયા. તપ-શ્ચર્યામાં આડો આંક વાળી દીધો. અર્થાત વિક્રમ નોંધાવ્યો. પૂજ્યશ્રીની ઉત્તમ સેવાભક્તિ બજાવી તેમના આત્માને તૃપ્તિ અર્પણ કરી. ગુરુદેવે પણ બગસરામાં દીક્ષા લીધી હતી અને વૈરાગી રૂપે બગસરામાં જે સંતોષ પામ્યા હતા. તેનો જાણે

બગસરા ચાતુર્માસ ઘણા જ ઉત્સાહમય વાતાવરણમાં સમાપ્ત થવા આવ્યું.. પૂજ્યશ્રીની શરીર સ્થિતિ એવી ન હતી કે ચાતુર્માસ પછી તુરત જ વિહાર કરે. શ્રીસંઘ વધારે લાભ મળવાની આશાથી એક રીતે આનંદ અનુભવી રહ્યો હતો. પરંતુ આ આનંદ કેટલા વિષાદમાં પરિવર્તન પામશે તેની ક્યાં કોઈ ને કલ્પના હતી. ભાવિના ગર્ભમાં જે વિઘટનની તૈયારી ચાલી રહી હતી તે સૌને અસહ્ય હતી. કદાચ આટલા માટે જ પ્રકૃતિ મનુષ્ય જીવનના અંતિમતાનો ભાગ ગુપ્ત રાખતી હશે.

કેટલાક લક્ષણો ભાવિના ભાવ સ્પષ્ટ કરી જતા હતા પરંતુ તે સમજવાની શકિત સામાન્ય જનમાં ક્યાંથી હોય! દિવાળી વ્યતીત થઈ. નવાવર્ષનો પ્રારંભ થયો નૂતન વર્ષના સંદેશમાં જાણે ગુરુદેવના મુખમાંથી શબ્દો સરી પડયા કે "માણસ એક દિવાળી ઉજવે છે. નવા વર્ષે સૌને મળે છે. નવા વર્ષના આરંભમાં મનુષ્યે એ વિચારવાનું રહે છે કે પોતે ફરીથી આવતા નવા વર્ષના સંમેલનમાં હાજર હશે કે નહિ! આપણે અત્યારે મળ્યા છીએ પરંતુ આવતી દીવાળી જોવાનું અનિશ્ચિત છે" આ ઉદ્ગારો કેમ જાણે ગુરુદેવનું એક ગંભીર સૂચન હોય! ધન્ય ગુરુદેવ! કાળને પ્રત્યક્ષ જોવા છતાં અપૂર્વ ધૈર્ય અને ગુઢ મૌન.

ચાતુર્માસ પછીના શાંત દિવસો વહી રહ્યા. ગુરુદેવનું પ્રવચન બંધ રહેતું હતું. નાના રતીલાલજી મ. પ્રવચન આપતા

ગુરુદેવ જાણે આ ભવ્ય આત્માઓને અંતિમ શ્રદ્ધાંજલી આપી રહ્યા હોય તેમ દરેક તિથિ તેઓશ્રીએ ખૂબ ભાવપૂર્વક ધામધૂમથી ઉજવી. પૂજ્યશ્રી દેવજી મ, તથા તપસ્વીજી મ. ની તિથિ માગસર શુદ ૧૩ અને ૧૫ (પૂર્ણિમા) એમ એક એક દિવસને અંતરે જ આવે છે એટલે ત્રણે દિવસનો તપોત્સવ બની રહે છે. બગસરાના નરનારીએ વિશાળ પ્રમાણમાં અઠમ તપની આરાધના કરી. જૈનશાળામાં ઇનામો દેવાયા. પૂજ્યવર આ તિથિ ઉજવતા ગંભીર ભાવો ધરી રહ્યા હતા.

કોઈને સ્વપ્નામાં પણ કયાં કલ્પના હતી કે' પોતાના ગુરુદેવોને શ્રદ્ધાંજલી આપતી આ મહાવિભૂતિ થોડા જ દિવસમાં મહાપંથે પ્રયાણ કરી જશે ? શુકલ તેરસ પછી કૃષ્ણ તેરસ સુધી મુશ્કેલીથી પ્રાણગુરુનો પ્રાણ પ્રતિક્ષા કરી શકશે ? પૂજ્યશ્રીના અંતઃકરણમાં કેમ જાણે સંવેદન થઈ ચૂકયું હોય. સ્વર્ગારોહણની એક એક ભાવભંગીને સ્પર્શ કરી દેહ અને આત્માનું કેવલ ભિન્ન સ્વરૂપ છે તે બતાવતા જાણે તેઓશ્રી મૃત્યુ મહેલના એક એક સોપાન ચડી રહ્યા હોયની !

દેહનું નિર્બલ્ય અને આત્માનું સાબલ્ય બતાવી આત્માની અંતિમ ગતિ સમજાવી. કોટી કોટી દેહો ગળી ગયા છે, તૂટી ગયા છે, છિન્ન ભિન્ન થઈ અણુ પરમાણુમાં પલટાઈ ગયા છે. જયારે આત્મા અખંડ ભાવે અવિભાજ્ય અવસ્થામાં વિચરણ કરતો દેહરૂપી પાંજરાને બદલતો આગળ વધી જાય છે. તેના એક અંશનું પણ છેદન ભેદન થતું નથી. અનંતચારી આ આત્મા જો સમ્યકભાવે દેહવિલય કરતા શીખે તો તેની પરમપદની યાત્રા પરિપૂર્ણ થાય અને ઠરીને ઠેકાણે બેસે. માટે બંધુઓ ! આ દેહ રહે કે વિલય થાય તેના માટે કોઈ હર્ષ શોક પામવા જેવું નથી.'

તેમની જીવનલીલા આટોપાઈ રહી હતી. જીવનના પાછલ પંદર વરસની એકધારી ડાયરી–રોજનીશી ગુરુદેવે સ્વહસ્તે લખી છે. તે ડાયરી સં ૨૦૧૩ના માગસર વદિ સાતમ સુધી લખાણી છે. છેલ્લા ૬ દિવસની જ ડાયરી નથી લખી શકયા કેવો અપ્રમાદી આત્મા!

છેલ્લા સાતમની નોધમાં શ્રી. મગનલાલ હાકેમચંદ તથા રમેશભાઈ ખારાનું નામ પોતાના જ હાથથી પૂજ્યશ્રીએ લખ્યું છે. ખરેખર તે ગૃહસ્થો પણ ભાગ્યવંત બની ગયા છે. જે પૂજ્યશ્રીની પૂણ્યમય પોથીમા અંતિમ લેખનના સાક્ષી બની ગયા. ગુરુદેવના સ્વહસ્તે જ ધર્મ ખાતામાં જાણે તેમના નામ ટાંકી લેવામા આવ્યા છે. આવી વિશાળ નોંધપોથીનું છેલ્લું વાકય છે. "હરિભાઈ વૈદ્ય આવ્યા."

આ વાકય કેટલુ સૂચક અને જ્ઞાન ગમ્ય છે! પૂજ્યશ્રીએ વ્યંજનાર્થમાં બતાવ્યું કે વૈદ્ય આવ્યા' અર્થાત બીમારીનો વેગ વધ્યો અંતિમ દિવસોમાં વૈદ્ય જ આવે વૈદ્ય આવ્યા અર્થાત યમરાજનો ઘંટ વાગ્યો. નીતિશાસ્ત્રોમાં વૈદ્યરાજને યમરાજની ઉપમા આપવામાં આવી છે.

પરંતુ આ વૈદ્યરાજતો હરિભાઈ વાહ! આવા મહાત્માઓ માટે તો સાક્ષાત હરિ જેવા જ વૈદ્ય આવેને! સ્તવનોમાં શ્રી વિતરાગ દેવને પણ હરિ કહેવામાં આવ્યા છે. આવો હરિભાઈ અર્થાત હરિ, ભાઈ થઈને આવ્યા. હરિ જેના ભાઈ થાય તેવા મહાત્માઓને મરવાની પણ શી ચિંતા હોય! આ વૈદ્ય હરિભાઈ થઈને આવ્યા અર્થાત ભવ બીમારી હરવા આવ્યા. જેવા વૈદ્ય હોય તેવી બીમારી મટે. હરિભાઈ વૈદ્ય જન્મ મૃત્યુ રૂપી જ બીમારી મટાડેને!

તેમની જીવનલીલા આટોપાઈ રહી હતી. જીવનના પાછલ પંદર વરસની એકધારી ડાયરી–રોજનીશી ગુરુદેવે સ્વહસ્તે લખી છે. તે ડાયરી સં ૨૦૧૩ના માગસર વદિ સાતમ સુધી લખાણી છે. છેલ્લા ૬ દિવસની જ ડાયરી નથી લખી શકયા કેવો અપ્રમાદી આત્મા !

છેલ્લા સાતમની નોંધમાં શ્રી. મગનલાલ હાકેમચંદ તથા રમેશભાઈ ખારાનું નામ પોતાના જ હાથથી પૂજ્યશ્રીએ લખ્યું છે. ખરેખર તે ગૃહસ્થો પણ ભાગ્યવંત બની ગયા છે. જે પૂજ્યશ્રીની પૂણ્યમય પોથીમાં અંતિમ લેખનના સાક્ષી બની ગયા. ગુરુદેવના સ્વહસ્તે જ ધર્મ ખાતામાં જાણે તેમના નામ ટાંકી લેવામાં આવ્યા છે. આવી વિશાળ નોંધપોથીનું છેલ્લું વાકય છે. "હરિભાઈ વૈદ્ય આવ્યા."

આ વાકય કેટલુ સૂચક અને જ્ઞાન ગમ્ય છે ! પૂજ્યશ્રીએ વ્યંજનાર્થમા બતાવ્યું કે વૈદ્ય આવ્યા' અર્થાત બીમારીનો વેગ વધ્યો અંતિમ દિવસોમાં વૈદ્ય જ આવે. વૈદ્ય આવ્યા અર્થાત યમરાજનો ઘંટ વાગ્યો. નીતિશાસ્ત્રોમાં વૈદ્યરાજને યમરાજની ઉપમા આપવામાં આવી છે.

પરંતુ આ વૈદ્યરાજતો હરિભાઈ વાહ ! આવા મહાત્માઓ માટે તો સાક્ષાત હરિ જેવા જ વૈદ્ય આવેને ! સ્તવનોમાં શ્રી વિતરાગ દેવને પણ હરિ કહેવામાં આવ્યા છે. આવો હરિભાઈ અર્થાત હરિ, ભાઈ થઈને આવ્યા. હરિ જેના ભાઈ થાય તેવા મહાત્માઓને મરવાની પણ શી ચિંતા હોય ! આ વૈદ્ય હરિ· ભાઈ થઈને આવ્યા અર્થાત ભવ બીમારી હરવા આવ્યા. જેવા વૈદ્ય હોય તેવી બીમારી મટે. હરિભાઈ વૈદ્ય જન્મ મૃત્યુ રૂપી જ બીમારી મટાડેને !

## દેહવિલય માગસર વદિ તેરશને શનિવાર

### ૮૩

પૂજ્યશ્રીનો જીવન દીપ બુઝાઈ જવાની ક્રિયા આરંભી ચૂક્યો હતો. દીપશિખા હલવા માંડી હતી. પૂજ્યશ્રી વધારે શાંત અને ધીર બની ગયા હતા, બગસરાની જનતા પર એક અંધકાર છાયા પોતાની પાંખ ફેલાવી રહી હતી. સૌના અંતઃકરણમાંથી અજ્ઞાત ભાવે ગુરુદેવા ગુરુદેવાનો પોકાર ઊઠતો. ગુરુદેવના મુખ પર આત્માની નવી ઝલક જોઈ શકાતી હતી. તેઓશ્રીએ વ્યવહારિક રીતે પોતાનું સમસ્ત કાર્ય પૂર્ણ કરી હવે અધ્યાત્મદૃષ્ટિએ તેઓ સ્વસ્થ બની ગયા હતા.

વિકરાળ કાળ ધીમે પગલે મર્યાદા ક્ષેત્રમાં પ્રવેશી ચૂક્યો હતો. પૂજ્શ્રીએ તેને આવતા નિહાળ્યો હતો. મૌન ભાવે ગુરુદેવે તેમનું સ્વાગત કર્યું હતું. યથા સમય કામ કરવાની આજ્ઞા અર્પી દીધી હતી. ગુરુદેવનું શિષ્ય મંડળ સેવામાં ઉપસ્થિત હતું. શ્રી. મોટા રતીલાલજી મ. તથા નાના રતીમુનિ રતિદ્વયની સેવાસરણ દ્વારા ગુરુદેવ મૃત્યુંજય શિખર પર ચઢી રહ્યા હતા. વ્યવહારિક ઋણાનુંબંધના સંબંધોથી નિરાળા બની બાહ્ય ભાવથી અલગ પડી ગયા હતા પૂજ્શ્રીનું અધ્યાત્મ તેજ ઝળહળવા લાગ્યું હતું.

સોમવાર, મંગળવાર અને બુધવાર ઘણી સમાધિમાં વહી ગયા. વૈદ્ય ડોકટર સેવામાં હાજર હતા. તેઓ નાડી પરીક્ષા કરતા રહેતા હતા. આજે નવા ધબકારાથી સૌ ચોંકી ઊઠયાં હતાં હૃદય ધબકારા સાથે મસ્તક તંત્રનું હેમરીંગ સંભળાવા લાગ્યું

પૂજ્યવર દેહાદિક દશામાં હોવા છતાં વિશ્વથી પર વિચારી રહ્યા હતા. શુક્રવાર સુધીમા કોઈ નવી સ્થિતિ ઊભી ન થઈ. કોઈ નવું હલનચલન દૃષ્ટિ ગોચર ન થયું. પરંતુ વધુ વધારે ને વધારે શાંત પડી રહ્યું હતું. પૂજ્યશ્રીનો અવાજ બદલાઈ ચૂકયો હતો. કેમ જાણે અવાજ ખૂબ જ ગેબી બની ગયો હોય તેવો આભાસ મળી રહ્યા હતો.

શુક્રવાર સાંજના ચાર બજતા એવો આભાસ મળવા લાગ્યો કે પૂજ્યશ્રીના આંતરપ્રાણ એક મહા વિકટ સ્થિતિમાંથી પસાર થઈ રહ્યા છે. સાધારણ માણસોને મન એવી કલ્પના ન હતી કે પૂજ્યશ્રીની કોઈ મહા યાત્રાની તૈયારી છે. પરંતુ સમજનાર સમજી શકે તેવું હતું. વારંવાર તેઓ પૂછતા હતા કે રતીમુનિ! સૌએ પ્રતિક્રમણ કરી લીધું. પ્રતિક્રમણની વિધિ સમાપ્ત થયા પછી સૌ શિષ્યમંડળ અને ભકત સમુદાય પાસે જ હતા.

આજે ઘણા ભાઈઓ ત્યાં ઉપાશ્રયમાં જ સૂતા હતા. દશ વાગ્યા સુધી થોડી થોડી તકલીફનો અનુભવ હતો. ત્યાર પછી થોડી શાંતિ વળી ગઈ. એક કલાક મુશ્કેલીથી ગયો હશે ત્યાં પુનઃ વેદનાનો પ્રારંભ થયો. એકાએક ગુરુદેવ જાગ્રત થયા. રતીમુનિ, પૂજ્યશ્રીએ મંદભાવે અવાજ દીધો સુનિલ્દય હાજર જ હતા. આજ તેઓ ઘણા સંચિત હતા. ગુરુદેવની તાસીર બદલાઈ રહી હતી. કેમ જાણે ઓપરેશન વખતની બેહોશી હોય, તેમ પ્રકૃતિએ થોડી વાર માટે પોતાનું કામ કરવા જ ગુરુદેવ ને પોઢાડી દીધા હતા.

ગુરુદેવ સ્વયં પોતાની અંદરની સ્થિતિને જાણી પામી ગયા હતા ખરેખર કાળશ પુરુષો કાળની ગતિથી અજાણ નથી હોતા. પ્રત્યેક નિશ્વાસની સાથે શરીરની અંદરનું કષ્ટ કણસાટ રૂપે

દેહાદિક છોડવાનો સમય તેમની નજરમાં જ હતો મૃત્યુ સમય દેહાદિક વ્યથાનું કારણ બને જ છે.

ઘડીઘડીના ઘડીયાળા વાગતાં હતાં બાર અને એક બજતાં સૌ કોઈ જાગ્રત થઈ ગયા હતા

પૂજ્યશ્રી થોડી થોડી વારે સમય પૂછતા જતા હતા સમય પોતાની ગતિથી આગળ વધી રહ્યો હતો. सम अर्थात गच्छति इतिसमयः સમ્યક પ્રકારથી જે વહી રહે તે સમય. ચાર બજતા બજતા ગુરુદેવનું શરીર એકદમ નરમ પડી ગયું. પરંતુ હાજર રહેનારને એવી કલ્પના ન હતી કે આ અંતિમ પ્રહરની યાત્રા છે. પૂજ્યશ્રી બરાબર સભાનમાં હતાં. બુદ્ધિ નિર્મળ ભાવે કામ કરી રહી હતી.

ચાર બજતા પુનઃબધુ ખામોસ થઈ ગયું, અને પૂજ્યશ્રી જાણે પુનઃ થોડું જંપ્યા. પરંતુ આ ભૌતિક જંપ ન હતો. પરંતુ મહા સમાધિની પુર્ણ તૈયારી હતી. જંપતાની સાથે જ પૂજ્યશ્રી જાણે એક પ્રકાશમય સૃષ્ટિના અતિથિ બની ગયા. જાણે કોઈ મહા તેજસ્વી લોકમાં વિચરણ કરવા લાગ્યા; તેઓ જાણે સ્વસ્થ ભાવે હવામાં તરવા લાગ્યા. થોડીવારમાં જાણે પ્રકાશ વેરતા બે રાજહંસ ગુરુદેવની પાસે આવી ગયા. તે હંસોએ બંને તરફથી ગુરુદેવને સહારો આપી જાણે ઊંચકી લીધા.

હંસની સાથે તેઓ મુકતગિરિના શિખર પર થંભ્યા. ચારે તરફ અનંત વિસ્તારમાં રજતમય ચાદર પાથરી હતી. નવા તેજસ્વી પ્રકાશમાં જાણે ગુરુદેવ, હંસ અને ગિરિ શિખરના અંગો મોતીની જેમ ચમકી રહ્યા હતા. શિખરની તળેટીમાં મોટું માન સરોવર અમૃત જેવા પાણીથી હિલોળા લઈ રહ્યું હતું. ગુરુદેવને લઈને હંસ સરોવરની પાળે પહોંચ્યા;

# અંતિમ ઝાંખી

## ૮૮

બગસરાના ખૂણે ખૂણે પાંચ મિનિટમા ખબર ફેલાઈ ગયા કે વાણીયા લોકોના ગુરુ જૈનાચાર્ય શ્રી પ્રાણલાલજી મ. કાળ ધર્મ પામ્યા છે. જૈન સમાજ તો હલી ઊઠયો હતો. તેમણે જબર આચકો અનુભવ્યો હતો. જેમ ભૂમીના પેટમાં ધરતીકંપ થાય અને આખી ધરતી ધણધણી ઊઠે તેમ શ્રીસંઘમાં એક પ્રકારે ધરતીકંપ થયો હતો.

નાના મોટા સૌ ઉપાશ્રય પ્રતિ દોડી રહ્યા હતા. જાણે ગામ લુંટાણું હોય અને સૌ અસ્તવ્યસ્ત ભાગતા હોય તે રીતે અવ્યવસ્થિત દશામાં ઉપાશ્રય તરફ લોકો ભાગવા મંડયા. શ્રાવિકા સમુદાય જે ભક્તિનો સાગર હતો તેમાં એકામ ઉછાળો આવી રહ્યો. વિરહના મોટા ભરતી ઓટ થવા લાગ્યા. જાણે સૌ આભા બની ગયા.

સવારનો સમય હતો. ચા-પાણીના પ્રોગ્રામ ચાલતા હતા. ખબર મળતા સ્ત્રી વર્ગે ચૂલા અને રસોઈના સમસ્ત કાર્યો સંકેલી લીધા. અધૂરી અવસ્થામાં જ ચાલુ કાર્ય બંધ કરી ભક્તિ હ્રદય જાણે પોતાનો કાબુ ગુમાવી રહ્યા- એ રીતે 'હા હા ? ગુરુદેવ ? હા, હા, ગુરુદેવ ?' એમ સૌ ઝંખી રહ્યા.

સૌના મન પર અચાનક જાણે એક કારમો વજ્રપાત થયો. ગુરુદેવના કાળધર્મ પામ્યાના સમાચાર દૂર દૂર સુધી ફેલાઈ ગયા. જૈન સમાજ રૂપી સમુદ્રમાં આ આઘાતજનક તરંગ લહરીઓ તટ સુધી ટકરાવા લાગી. આઘાતના ઊંચા મોજાં

ગામે ગામથી હજારો લોકો પરિવાર સાથે અંતિમ દર્શન માટે જાણે તણાઈ આવ્યા. દૂર દૂરના લોકો ટ્રેન, પ્લેન કે બીજા સાધનો મારફત બગસરા તરફ ધસી રહ્યા. ગુરુદેવના કાળધર્મ પામ્યાના આઘાત જનક સમાચારે જાણે માનવ મહેરામણને ઉશ્કેરી મૂક્યો હોય તેવું દૃશ્ય નજર સામે પ્રગટી રહ્યું.

બગસરા જેવું નાનું કેન્દ્ર જાણે આટલા મોટા જન સમુદાયના પ્રવાહને સંભાળી શકશે કે કેમ તેવી ભીતિ સેવાઈ રહી. બગસરાનો એક એક યુવક ગભરાએલે હૃદયે પણ પોતાના કર્તવ્ય સ્થાન પર અડગપણે ખડે પગે હતો.

મુંબઈ જેવા શહેરમાં ગુરુદેવ પ્રત્યેની ખાસ ભક્તિવાળા સેંકડો અને હજારોનાં સંખ્યામાં ભકતજનો વસે છે. પૂજ્ય શ્રીના કાળધર્મ પામ્યાના સમાચારથી તેઓ ઘણા જ વિહ્વળ બની ગયા. સૌને એક જ ભાવ ઉભરાયો કે પૂજ્યશ્રીના અંતિમ દર્શનનો લાભ મળે. એ જ વખતે શ્રી. દુર્લભજીભાઈ ખેતાણીના નેતૃત્વ નીચે ભાઈઓએ એક ચાર્ટર પ્લેન કર્યું. એરોપ્લેન દ્વારા તેઓ સૌરાષ્ટ્ર પહોંચી ગયા. વેરાવળનું શ્રેષ્ઠી મંડળ (શેઠીયા) પણ સમયસર પહોંચી ગયું.

બગસરામાં સારો એવો જનસમુદાય એકત્ર થઈ ગયો. સૌના હૃદય પર ઊંડી ચોટ લાગી રહી હતી. "શું પ્રાણલાલજી મ. કાળધર્મ પામ્યા?" જાણે સૌના મન નકારી રહ્યા હતા. "બને જ નહિ? સૌરાષ્ટ્રનો સિંહ શું ગર્જના છોડી દે?" સૌરાષ્ટ્રમા આવી સ્થા જૈનોની જનમેદનીમાં તો ગુરુદેવ પ્રાણલાલજી મ. નું જ નેતૃત્વ હોય? કેમ જાણે આજ વગર સેનાપતિની સેના જેવો જન સમુદાય અસ્તવ્યસ્ત થઈ રહ્યો હોય તેવું લાગતું હતું.

દબદબા સાથે લઈ જવો. માંડવી ખૂબ જ કિંમતી અને રજવાડી ઢબે તૈયાર કરવી. શોભા અને શણગાર સાથે વાજિંત્રોની ગર્જનાઓ ગગન ગજાવી મૂકે. ખરેખર માંડવીને તૈયાર કરવા અનેક કારીગરો કામે લાગી ગયા હતા. સાવરકુંડલા અને રાજકોટની બેન્ડ પાર્ટીઓ આવી પહોંચી હતી.

કેટલાક સમજદાર ભાઈઓએ સાદાઈ સાથે સમશાન યાત્રાના કાર્યક્રમનો પ્રસ્તાવ મૂક્યો હતો. પરંતુ ભક્તિમાં ઘેલા બનેલા અને ગુરુદેવ પ્રત્યે અત્યંત ઉત્કટ અર્પણભાવવાળા ભાઈઓએ અત્યારે તે વાત સાંભળી નહિ. તેમના મતને કોરે ઠેલી દેવાયો. ભક્તિથી છલકાએલા હૃદય કંઈક કરી છૂટવા માંગતા હતા. ગુરુદેવની મહાયાત્રાને ભવ્યભાવે નિહાળવા ઈચ્છતા હતા. જાણે ગુરુદેવ પ્રત્યેની ભક્તિના ઊભરા હજુ અધૂરા હોય!

બગસરા શ્રીસંઘે પોતાના લાડીલા પ્રાણને જે રીતે દીક્ષા આપી હતી અને અત્યાર સુધી લાડ લડાવ્યા હતા તે અમાપિયા જેવો સંઘ અને સૌરાષ્ટ્રની આ જનતા સૌરાષ્ટ્રના આ ગર્જતા સિંહને ઠંડે કલેજે અને મૂંગે ભાવે લઈ જવા માંગતા ન હતા. ચારે બાજુ ભવ્યતાના પડઘા પડે અને ગુરુવરનો જે ઠાઠ અને દાયરો હતો તેવા જ શાહી પડઘમો વચ્ચે તેમની પવિત્ર કાયાને ફરકતા નેજા વાળી માંડવીમાં પધરાવી ગગન ગર્જનાઓ સાથે નિહાળવા ઇચ્છતા હતા.

ટૂંક સમયમાં હજારોના ખર્ચે સુંદર અષ્ટકોણ વાળી મહામંદિર જેવી માંડવી તૈયાર થઈ ગઈ. માંડવીના દરેક શિખર પર કેસરી રંગની ધજાઓ ફરફરવા માંડી. સુવર્ણ લહરી વાળી કોર અને કાંગરાઓ માંડવીમાં સજીવતા ભરી રહ્યા હતા. પરંપરાની ભાષામાં આ માંડવીને વિમાન કહેવામાં

## ૮૫

"જય જય નંદા! જય, જય, ભદ્રા' શબ્દોથી ગગન ગાજતું હતું. પૂજ્યશ્રીની પવિત્ર કાયાને હજારો હસ્ત ઉંચકવાને આતુર હતા. શિખરબંધ પાલખી કોઈ દેવ વિમાનની યાદ કરાવતું હતું. પાલખીના ચારે ખૂણે સુવર્ણમય ઈંડાં મૂકવામાં આવ્યા હતા. ખરેખર આ માંગલિક કળશ હતા. વચમાં એક મોટું ઈંડું ચડાવવામાં આવ્યું હતું. વિમાન ઘણું જ રમણિક અને દેદીપ્યમાન હતું. ભક્ત જનોના હૃદયને વિમાન જીતી રહ્યું હતું. પાલખી પર ફરફરતી ઈન્દ્રધ્વજ ગુરુદેવની યશગાથા ગાઈ રહી હતી. જરી અને કીનખાબના પડદાઓ ચમકી રહ્યા હતા

ગુરુદેવના દેહને વિમાનનાં મધ્યભાગમાં સિંહાસન પર ગોઠવવામાં આવ્યો હતો. હજારો તૃષિત નેત્રો પુનઃ ગુરુદેવના અંતિમ દર્શન કરી શકે એ રીતે ત્રણે બાજુથી મુખારવિન્દ જોઈ શકાતું હતું. સવારના દશ બજતા નરનારીના વૃન્દોના વૃન્દ એકત્ર થયાં હતાં. વિમાનમાં દેહની પધરામણી થતાં સૌના નેત્રોમાંથી અશ્રુપાતની ગંગા વહી રહી. સમર્થ ગુરુદેવની અંતિમ વિદાય વસમી થઈ પડી. અનંત નીદ્રામાં પોઢેલા ગુરુદેવની અખંડ શાંતિ અને મુખ છવાએલું પ્રશાંત મૌન જાણે છાતી ભીંસી નાખતું હોય તેવું નક્કર હતું. બેન્ડ વાજાઓ ગર્જી ઊઠયા. ધડુક–ધડુક....ના અવાજો અને શરણાઈના કરુણ સ્વરોએ વિયોગના રંગને ખૂબ જ ઘેરો કરી દીધો.

ફરીથી એક ભયાનક ગર્જના થઈ. 'જય, જય, નંદા" અને સંઘપતિની આજ્ઞા થતાં વિમાન અવકાશમાં તોળાઈ

લાગતું હોય તેમ મંદ પ્રવાહનો બની હતી. વૃક્ષ પર બેઠેલા પક્ષીગણ કિલ્લોલ છોડીને જાણે શાંત બની ગયો હોય તેવું મૌન છવાયું હતું.

કાનના પડદા ભેદી નાખે તેવા ગગનભેદી જયનાદો સાથે વિમાન અંતિમ સ્થાને આવી પહોંચ્યું. અગ્નિદાહની ઘડી નજદીક આવતા ભક્ત હૃદયો રડી ઊઠયા. આક્રંદની એક કારમી વ્યથા સૌના ચહેરા પર પ્રગટી ગઈ. 'હા, હા, કાર" જેવા ભાવો વ્યાપી ગયા. શૂન્યતાએ જાણે સૌના મન ભરખી લીધા. રામબાગ અને ભુતનાથના બગીચાઓથી સુશોભિત સાતલ્લીનો કિનારો અત્યારે જાણે રડી ઊઠયો. વિયોગના કાળા વાદળા મન ગગનમાં અંધારુ પાથરી રહ્યા હતા.

વિમાન માંડવી ચિતા સ્થળ પાસે આવી અટકી. શોક વિહ્વળ જન સમુદાય મર્યાદા રાખી ન શકયો. કલાકો સુધી ધુઘવાએલો શોક અત્યારે માઝા મૂકતો હતો. ગુરુદેવના અંતિમ દર્શન માટે મોટો ધસારો થયો. પોલીસ વ્યવસ્થા અને સ્વયંસેવકોના દળ વ્યર્થ બની ગયા. ભગીરથ પ્રયત્ન છતાં મર્યાદા રેખા તૂટી રહી. શોક ઘેલા માનવીઓ ગુરુદેવના છેક છેલ્લા દર્શન માટે આતુર બની ગયા. ડુસકા ભરતી બહેનોનું ચિત્ર મહાકરુણ હતું.

ફરીથી એક મહાનાદ થયો. ગુરુદેવનો દેહ વિમાનમાંથી ઊચકાયો. કઠોર કલેજે પુનિત શબને ચિતા પર ગોઠવી દેવામાં આવ્યું. ચંદન અર્ચિત લલાટ અને અણુનમ મસ્તક હજીપણ પોતાનો ભારે પ્રભાવ પાથરી રહ્યુ હતું. ઉત્તર તરફ મસ્તક ગોઠવવામાં આવ્યું હતું. ચંદનના શુદ્ધ કાષ્ઠ અને પવિત્ર પદાર્થો ચિતાપર ચડાવવામાં આવ્યા હતા. આખરે કઠોર ઘડી આવી પહોંચી ગંભીર મૌન અને શાંતિ ફરીથી છવાઈ ગયા.

જે સ્થાને દીક્ષા આપવામાં આવી હતી તેજ સ્થાન હતું કે જ્યાં પૂજ્ય ગુરુદેવનો દેહલય થયો. અહો એ સ્થળ પણ ગૌરવ અનુભવી રહ્યું હતું. તે પૃથ્વી જાણે પોતાના પ્રિય પુત્રને ગોદમાં લઈ ગર્વિષ્ઠ બની ગઈ હતી. જાણે તે કહી રહી હતી આજ સ્થળેથી ભાલ પર ભભુત લગાવી એક દિવસ આ બાળ યોગી જગતને ત્યાગ અને વૈરાગનો સંદેશ આપવા ચાલ્યો હતો. સમગ્ર સૌરાષ્ટ્રની ધરાને ખૂંદીને ગામડે ગામડે જ્ઞાન દીવડા પ્રગટાવી આજે પુનઃચિર શાંતિ લેવા મારામાં સમાઈ ગયો છે. તો તેમાં આશ્ચર્ય જેવું શું છે? હે, માનવીઓ? હવે જાઓ, તમારા મનના મેલ ઉતારો. આ યોગીના દિવ્ય સંદેશનું સ્મરણ કરો. હવે એને શાંતિથી સુવા દીઓ. જૈન શાસનનો આ લાડકવાયો પોતાનું અમૃતગાન સંભળાવી સમાધિમાં સ્થિર છે. બહેનો! હવે તમારા રૂદન બંધ કરો. ઘેર જાઓ. મેઘાણીજીની કવિતા મનમાં ઉચારજો.

'સુતો છે અહી કોઈનો લાડકવાયો' ઇત્યાદિ

જ્યારે જનવૃન્દ પાછો ફર્યો. અને જનતા વિખરાઈ ગઈ ત્યારે સંધ્યા ઢળી ચૂકી હતી. અંધકાર ધીરે ધીરે પૃથ્વી પર પર નિડર બનીને ઊતરી આવ્યો હતો. દિશાઓ ગંભીર બનીને શૂન્યાકાર પામી હતી. પક્ષીઓના કલરવ અટકી ગયા હતા. લોકોએ પુનઃસાતલ્લી નદી પાર કરી ત્યારે તેના જળ ધીમા પડી ગયા હતા. તેના ઊંડા પાણી જાણે લોકોને ઘોર વિયોગનો સંકેત આપી રહ્યા હતા. બગસરાના ઝાંખા દીવાઓ પ્રકાશવા માટે જાણે નકારતા હોય તેમ ટમટમી રહ્યા હતા. લોકોએ ઘોર નિરાશામાં નિશ્વાસ છોડયો હોય તેમ ગરમ હવાની એક કઠોર લહરી પસાર થઈ ગઈ. બગસરા જાણે શૂન્ય થઈ ચૂકયું હતું.

**સમાપ્ત**

મારા પર જેમને વિશ્વાસ વધુ પ્રમાણમાં હતો તેમણે પરબારો નિર્ણય લેતા હોય તેમ કહ્યું "આપણે સહુ વાળુ કરીને આવીએ અને દુર્લભજીની રાહબારી નીચે ફરીથી ચર્ચા કરી કંઈક કામ કરીને ઊઠીએ." કોઈ કોઈ બોલ્યું નહિ. બધાઓ સંમત છે એવું વાતાવરણ બની ગયું.

હું તો પાછો જલદી ઘર તરફ જવાનો હતો. તેને બદલે રાત રોકાવાના નિર્ણય પર આવી ગયો.

સહુ વાળુ કરીને આવ્યા અને પછી નવેસરથી મીટિંગ ભરાઈ. અને પ્રમુખસ્થાન માટે કહેવામાં આવ્યું, મેં કહ્યું "કોઈ વગર રજાએ ફાવે તેમ બોલબોલ કરશે તો બપોરની સભાની જેમ કોઈ જાતના પરિણામ વગર ઊઠવું પડશે. માટે કૃપા કરીને વ્યવસ્થા સંભાળવામાં મને સહકાર આપશો, તો કંઈક કામ કરી શકીશું." સહકારનો સુર બધા તરફથી આવ્યો. શાંત વાતાવરણમાં સભા ચાલી. સૌએ હૈયા ઠાલવ્યા. કામ નથી થઈ શક્યું માટે બગડ્યું છે. તેમાં બે મત ન હતા. મેં કહ્યું "હવે નવેસરથી બંધારણ ઘડીએ અને પૂ. તપસ્વીજીની આ સંસ્થાને પુનર્જીવન આપીએ, તોજ કંઈક કર્યું કહેવાય.

ચર્ચા બંધ થઈ. બધા એક મતે નવા બંધારણ માટે તૈયાર થયા. એક પછી એક કલમો લખાતી ગઈ અને મંજૂરી મળતી ગઈ. અડધી રાત વીતી ગઈ હતી પણ કામ તો હજુ બાકી હતું. નીચે પૂજ્ય પ્રાણલાલજી મ. આ વાત પ્રત્યે બહુ આતુરતાથી પરિણામ સાંભળવા જાગૃત રહ્યા હતા. લગભગ એક વાગે બહુજ આનંદી વાતાવરણમાં કામ પૂરું કરીને સહુ ઊઠ્યા.

મારા માથે આસરે પાંચ વરસ સુધી આ પાઠશાળાના કામનો બોજો નાખવામાં આવ્યો. જે મેં રાજીખુશીથી સ્વીકારી લીધો. આ કીસ્સાને હું 'અકસ્માત' કહું છું. નીચે ઊતરતા

સંસ્થાના સદ્ભાગ્યે જુનાગઢના વકીલ જેઠાલાલભાઈ રૂપાણીએ મને સાથ આપ્યો તેને લીધે રાવસાહેબ મણીલાલભાઈ પણ આવતા જતા થયા. પાઠશાળા આદર્શ બનાવવાની મહત્વાકાંક્ષામાં સહુના સહકાર મળ્યા.

છોકરાઓની સંખ્યા છત્રીસની થઈ. સવારમાં ધાર્મિક શિક્ષણ અને દિવસે ગામની સ્કૂલમાં ભણવા જવાનું હતું. હવાપાણી ઘણા સારા હતા એટલે છોકરાઓ કિલ્લોલ કરતા રાતીરાણ જેવા થયા.

વખત જતે ઘરનું મકાન બાંધવાનો વિચાર કર્યો. પણ ફંડ ન મળે. જેતપુરના મકાન તરફ નજર ગઈ જેની કિંમત તે વખતે દોઢ લાખ રૂપિયા જેવી ગણાતી હતી, પણ સ્થાનિક માણસો જૂના અને જબરા. તેઓ કાંઈ ખીલી ખસવા દીયે તેવા ન હતા. મારું નિશાન ખાલી ગયું. પછી મિત્રો સાથે વિચાર વિનિમય કરતાં વડિયા ધાર ઉપર નવું મકાન બાંધવાનો નિર્ણય લીધો.

સંસ્થા ઉન્નતિને પંથે જતી દેખી, ગોંડલના સાહેક ગામના સભ્યો કમિટી વખતે હાજર થયા. રાત્રે અગિયાર વાગ્યા સુધી ત્રણ ત્રણ દિવસ મીટિંગ ચલાવી સંતોષકારક નિવેડો લાવતા સંઘબળ જામ્યું. સંસ્થાનું વાતાવરણ બહુ સુધર્યું જગ્યા લઈને મકાન બાંધવાનું શરૂ કર્યું.

વીરાણી શામજી બાપાના સુપુત્રો રા. રા. વીરાણી ભાઈઓ તરફથી ગૌશાળા માટે પૈસા મળ્યા, નગરજનોએ હાઈસ્કૂલ મેટ્રિક સુધી આગળ ધપાવવામાં અર્ધું ખર્ચ આપવાની કબૂલાત આપી. પાઠશાળા નિમિત્તે હાઈસ્કૂલ વ્યવસ્થિત ચાલુ થઈ ગઈ. પછી તો પુસ્તક ભંડાર જેતપુરથી લાવવામાં સહકાર મળ્યો. લાઈબ્રેરી પણ સુંદર બની થઈ. મકાનનો ખર્ચ જેમ જેમ વધારતા ગયા તેમ તેમ વચનો મળતા ગયાં.

અને હું અકસ્માત ત્રીજો કહું છું. તેજ દિવસે લોકોની નાની મોટી રકમો મળીને બે લાખ ત્રીસહજાર રૂપિયા જેવી રકમ વડિયા ગામે થઈ ચૂકી આને આપણે ત્રીજો અકસ્માત કેમ ન કહીએ? પણ આ બધો યશ આ સાધુ પુરુષ સ્વ. પ્રાણલાલજી મ.ના ખાતે હું માનું છું. હું તો સાક્ષી હતો. આ બધો પ્રભાવ સદ્ગુરુ પ્રાણલાલજી મ. નો જ છે. ગુરુભકિત જેમના અંગમાં રગેરગ વ્યાપેલી હોય વિદ્યાના દાન માટે જેમણે ભેખ લીધો હોય, સમાજકલ્યાણનો મજીઠિયો રંગ જેને લાગ્યો હોય ત્યાંજ આવું બને.

સમાજ માટે આ પ્રસંગ શિક્ષાપ્રદ કઈ રીતે છે? સ્થાનકવાસી જૈન સમાજને ધર્મ ભાવના, આત્મિક કલ્યાણ અને લૌકિક ધર્મને જીવંત રાખવાના અવલંબન રૂપ જો કોઈ હોય તો તે માત્ર જીવન મૂર્તિરૂપે સાધુ સાધવીઓજ છે. સમાજની આંખો નહિ ઊઘડે તો આ સમાજની આવતી કાલ-અંધારામાં ગોથા ખાતી હશે. વિચારવાનોએ આ સૂચન તરફ લક્ષ કરવા જેવું છે.

શ્રાવકોએ સાધુ સાધવીજી માટે શાસ્ત્ર અભ્યાસના યોગ્ય સાધનો ગોઠવી તેમને શાસ્ત્ર સજ્જ બનાવવા માટે સારી પાઠશાળાઓ સ્થાપવી પડશે, વધુ નહિ તો હિંદુસ્તાનની ચાર દિશામાં ઉત્તર, દક્ષિણ, પૂર્વ ને પશ્ચિમમાં યોગ્ય સ્થળે મહાશાળાઓ એવા પ્રકારની સ્થાપિત કરવા જરૂર છે કે જ્યાં -ારામાં સારી લાયબ્રેરી, શાસ્ત્રોનો ભંડાર રહેતો હોય અને ઉત્તમ પ્રકારના પંડિતો માગધી અને સંસ્કૃતનું પઠન પાઠન કરાવનારા હોય

એક સુપ્રીમ બોર્ડ-ઉચ્ચ કક્ષાની સમિતિ તેના પર દેખરેખ રાખનારી હોય. તે અભ્યાસીઓની પરીક્ષાઓ લેવરાવે

-થી પારખવાની શક્તિ તેઓને મળી હતી–પરિચયમા આવનાર જન જનના માનસને પારખનારા હતા.

સાવરકુંડલા મુકામે ૨૩ દિવસ સુધી સાથે રહેવાનો અમારે મોકો મળ્યો હતો. તે સમયે સૂક્ષ્મ દૃષ્ટિએ અભ્યાસ કરતા એક નિર્ણય પર હું આવેલો કે આ પ્રાણ જૈન સમજનો તેજસ્વી સાચો સીતારો છે. તેમણે જ્ઞાન પ્રકાશ માટે અથાગ પરીશ્રમ કરેલો છે. વડીયામાં તપસ્વીજી જૈન વિદ્યાલય તથા પૂ. ડુંગરસિંહજી મ. ના નામથી ચાલતા પુસ્તકાલયો જામનગર ગોંડલ રાજકોટ. રાણપુર જે દેખાય છે તે એમના પુરુષાર્થનું પરિણામ છે—

સારા માણુસની કિંમત તેમની ગેરહાજરીમાં પણ વધારે અંકાય છે તેમ આ પુરુષ માટે પણ તેમ હું માનુ છું.

સ્થુલ શરીરરૂપે આજે તેઓ આપણી સમક્ષ નથી પણ સદ્ કર્તવ્ય રૂપી સુવાસ તેમની આપણી સન્મુખ છે.

આવા જૈનના સીતારા પ્રાણથી પ્યારા પ્રાણ સુસંતને કોટી કોટી વંદન. એજ લાભમુનિ શ્રમણ સંઘીય.

અમદાવાદ. સંવત્સરીપર્વ ૮–૯–૬૭



પ્રેરણા અને પ્રયત્નશીલતાનું જ પરિણામ હતું. પંડિતરત્ન પૂ. પ્રાણલાલજી મ. સા. ના દુઃખદ સ્વર્ગવાસથી ગોંડલ સંપ્રદાયને તથા સ્થા. જૈન સમાજને જે ખોટ પડી છે તે જલ્દી પુરી શકાય એમ નથી. પૂજ્યશ્રી પુરુષોત્તમજી મ. સા. ને તથા સૌરાષ્ટ્રના તથા બૃહદ ગુજરાતના ચતુર્વિધ શ્રીસંઘોને આ શોક-સમાચારથી આઘાત પહોંચે એ સ્વાભાવિક છે. સ્વર્ગસ્થ પુણ્યાત્માને અપૂર્વ શાન્તિ પ્રાપ્ત થાઓ અને તેમના પુનિત પગલે ચાલવાનું બળ પ્રાપ્ત થાઓ એ શ્રદ્ધાંજલી છે.

( જૈનપ્રકાશ ૧-૧-૫૭)— શાન્તીલાલ વનમાળી શેઠ



,, નટવરલાલ વ્રજલાલ દેસાઈભાઈઓ
,, ઝવેરચંદ રાઘવજી સંઘરાજકાભાઈઓ
,, લીલાધર વગેરે માવાણી ભાઈઓ
,, વલભજી નરભેરામ ઘેલાણી ભાઈઓ
,, જમનાદાસ હરખચંદ વેરાવળવાળા
,, વીલેપાર્લે જૈન ભાઈઓ
,, ભોગીલાલ ગાંધી વગેરે ભાઈઓ
,, વેણીલાલ તથા ભગવાનદાસ બદાણીભાઈઓ
,, જેઠાલાલ રાયચંદ જામનગરનાભાઈઓ
,, પ્રાણલાલ છગનલાલ ગોડા
,, ગીરધરલાલ દેવચંદ ગોડા
,, હરીલાલ જેચંદ અમરાપુરવાળા
,, શામળજી ભીમજી ઘેલાણી ભાઈઓ
" બોરીવલી જૈનસંઘ તથા મુંબઈના બીજા પણ તાર છે.

**સૌરાષ્ટ્ર ભરમાંથી અનેક તારો આવ્યા તે પૈકી અમુક તારોની નોંધ કરી છે.**

રાજકોટ સ્થા. જૈન મોટા સંઘ
,, દુર્લભજી શામજી વીરાણી ભાઈઓ
,, કેશવલાલ અમૃતલાલ પારેખભાઈઓ

ભાવનગર સ્થા. જૈનસંઘ
જામનગર ,, ,,
,, ડૉ. પ્રાણજીવન મહેતા તથા મંછાબેન
" જામનગરવાળા લાગણી ધરાવના ભાઈઓ
પોરબંદર સ્થા જૈનસંઘ
રાજકોટ હરગોવિંદકાકા
જુનાગઢ સ્થા. જૈનસંઘ
,, જેઠાલાલ પ્રાગજી વકીલ
,, શેઠગોવિંદજી ગીરધર
બોટાદ સ્થા. જૈનસંઘ
અમરેલી ,,

# તિથિ નિમિત્તે ચાલીશ હજાર રૂપિયા

પૂ. પ્રાણલાલજી મહારાજ કાળધર્મ પામ્યા તે નિમિત્તે મૂળ રકમ કાયમ રાખી સ્વ. ની તિથિના દિવસે તેના વ્યાજમાંથી પોષા સત્તર વગેરે ધાર્મિક ક્રિયા થાય તે હેતુએ તેના ભક્તો તરફથી દરેક ગામોના મળીને ૩૯ થી ૪૦ હજાર રૂપિયા થયા છે.

# અતિ દિલગીરી દર્શાવતી આવેલી ટપાલો

પરમપૂજ્ય પ્રાણલાલજી મહારાજ શ્રી. કાળધર્મ પામતા દેશ પરદેશ માંથી અનેક ગામના દિલગીરી દર્શાવતા તારો તથા આઘાત જનક દિલગીરી દર્શાવતી લગભગ ૪૦૦ ટપાલો પણ આવેલી છે તેમાં સૌરાષ્ટ્ર ભરમાંથી ગામેગામના સ્થા. જૈન સંઘની ટપાલો. તથા વ્યક્તિગત રીતે જૈન જૈનેતર પ્રસિદ્ધ વકતાઓની, પંડિતોની, ડોકટરોની વકીલોની ધાર્મિક લાગણી ધરાવનારા વર્ગની, તથા દરેક સંપ્રદાયની ગાદીના ગામથી પણ શ્રીસંઘની તથા પવિત્ર સ્થા. જૈન સાધુ–સાધ્વીજીઓની તથા બરમામાંથી તથા પીનાંગ સિંગાપોર, મલાયા, જાકાર્તા, એડન, મોબાસા, નાઈરોબી, તન્ઝાની, કોસ્ટી. પોર્ટ સુદાન વગેરે પરદેશનો તથા કલકત્તા, મદ્રાસ, કાનપુર, બેંગ્લોર, ખડવા, ધનબાદ, જમશેદપુર, બંગાલ, બિહાર, ઓરિસ્સા, દિલ્હી, બરાડ તથા મુંબઈ એરિયાના માટુંગા, ઘાટકોપર, કાંદાવાડી, કાંદીવલી, મલાડ, બોરીવલી ચીચપોકલી વગેરે સ્થળેથી, તથા શોક સભા જ્યાં જ્યાં ભરાણી તેના ઠરાવોની નકલો તથા જ્યાં જ્યા હડતાલો પડેલી. જેને પાખી પાળી કહેવાય છે. તેના ઠરાવોની નકલો મુંબઈમા મૂળજી જેઠા મારકીટ બંધ રહેલી તે દિવસની તેની નોંધ વગેરે અનેક ગામોના દિલગીરી દર્શવતા તારો પણ આવ્યા હતા. તે બાબત વ્યક્તિગત રીતે નામ લખવું અશક્ય જણાતા સમૂહરૂપે અહીં નોંધ કરેલ છે તો ભક્તજન વર્ગ નોંધ કરનારને ક્ષમા કરે.

—

સમતા ક્ષમતા જનને ગમતા, મધુર કોકિલ કંઠ છે
વેરાવળના વાસી વીસા, ઓશવાળ સુવંશ છે
કેશવ પિતા કુંવર માતા, શોભીતું સંઠાણ છે
સંત સેવકના ગુરુજી તો, તરણ તારણ પ્રાણ છે ૬

દુઃખના હરણ જીનજી શરણ, મરણ જીતી જાય છે
આવા ગુરુજી વીસમ કાળે, પૂરણ પુન્યે પમાય છે
પ્રાણ ગુરુના પુનિત પગલાં, જીહાં જીહાં થાય છે
ધર્મ ધ્યાન ને તપની રમઝટ, ઝટ પટ અદરાય છે ૭

ભાવનગર ભક્તિ ભાવમાં, સુશોભીતું ગામ છે
ચક્ર નભ નભ ભુજ સાલે, ચાતુરમાંસ મુકામ છે
ધર્મકરણી માંહે થાણાં, ચારે મશગૂલ થાય છે
માળા ગુંથીને સંત સેવક હરિગીતમા ગાય છે ૮

—

સંમેલનની શોભા ઘણી મલ્યા ઈંદુ રવિ સાથજી
આસપાસ તારા ચળકતાં વરવા ઉત્તમ નાથજી
પૂજ્ય ડુંગરસિંહને નમું....૩

જૈન શાસન જગતમાં ઉત્તમ નહી જણાયજી
સાધુ સાધ્વીઓ સદ્દગુણી મોક્ષના મોતી ગણાયજી
પૂજ્ય ડુંગરસિંહને નમું....૪

કાવ્ય ગુંથ્યું સમભાવથી લઈ કલમ હાથજી
સંત સેવકને શરણું સદાય છે પ્રાણનાથજી
પૂજ્ય ડુંગરસિંહને નમું....૫

[રાગ : દોહરો]

ગોંડલ સંપ્રદાયમાં થયા શ્રમણ અનેક
શિવ રમણીને પામવા નિભાવતાં સુટેક

[રાગ . ગઝલ]

સાધુ સાધ્વી દીસે ભોળા જેઓને જ્ઞાન છે ખોળાં,
શ્વેત દિલ ચીર પણ ધોળા મઝા જોઈ સંમેલનની....૧

પૂજ્ય પુરુષોત્તમજી સ્વામી નિશદિન જ્ઞાનના કામી,
નથી ગુણમાં જરા ખામી મઝા જોઈ સંમેલનની....૨

પૂજ્ય પદવી આપી ગંભીરતાં ધૈર્યતા માપી,
પુરુષોત્તમ પ્રતાપી મઝા જોઈ સંમેલનની....૩

પૂજ્ય દેવરાજ સુધીર સંયમમાં શૂર ગંભીર,
સાથે પ્રાણગુરુ છે વીર મઝા જોઈ સંમેલનની....૪

દીઠા સાચા એ સુકાની સંમેલનની સુનિશાની,
જણાતાં નિરાઅભિમાની મઝા જોઈ સંમેલનની....૫

ઉત્સાહી રતિભાઈ આવે, સંમેલન મુદ્દા વંચાવે,
સરલતાએ સમજાવે, મઝા જોઈ સંમેલનની....૧૭

સાધુ થાણા નવ લખીશ, સાધ્વીજી દસને વીસ,
ટોટલ છે ઓગણચાલીશ, મઝા જોઈ સંમેલનની....૧૮

દર્શને મહેમાનો આવે, દર્શનથી પાવન થાવે,
વંદન કરે સમભાવે, મઝા જોઈ સંમેલનની....૧૯

ગોંડલ સંઘે મહેનતથી, સેવા કરી તન મન ધનથી
સહકાર યુવક મંડળથી, મજા જોઈ સંમેલનની....૨૦

અન્યો અન્ય પ્રેમને જોઈ, અપૂર્વ શન્તિ ત્યાં હોઈ,
તેમાં ભેદ ભાવના કોઈ, મઝા જોઈ સંમેલનની....૨૧

ફાગણ બીજે શરૂઆત, પૂર્ણાહૂતિ પૂનમે ખાસ,
સંતોષાશે શુભ આશ, મઝા જોઈ સંમેલનની....૨૨

સંત સેવકના પ્રાણ, ઉગ્યો ઉજ્જળ સુભાણ,
જોયું લખ્યું તેવું જાણ, મઝા જોઈ સંમેલનની....૨૩

ગોંડલ ભાગ્યશાળી છે ગામ, તીર્થનું બન્યું છે ધામ,
રાખ્યું છે અમર નામ, મઝા જોઈ સંમેલનની....૨૪

—

## બગસરા શ્રદ્ધાંજલી

(રાગ સોરઠા કર્તા રતિમુનિ)

ગૌમંડલ ગચ્છમહીં જોયો મેં અદ્ભુત સંત
મહાગુણી ગંભીરને બુદ્ધિશાળી ધર્યવંત.... ૧

શાસન દીપક પ્રાણ વળી ક્ષમાવંતા સુધીર
બગસરાની ભૂમિએ સૂતો તું શુરવીર.... ૨

## બગસરા ૨૦૧૩

ઓજસ્વી, તેજસ્વી, મહાપ્રજ્ઞાશાળી, ગંભીર શાસન દીપક, સમભાવી, પ્રસિદ્ધ વક્તા, પંડિતરત્ન બા. બ્ર. અદ્ભુત વિભૂતી પુજ્ય ગુરુદેવને શ્રદ્ધાંજલી. કર્તા રતીમુની

(રાગ ; માનવના મોધા ગોતુ)

પ્રાણલાલ ગુરુ ક્યાં શોધું હું દીપક લઈને ગોતું
અદ્ભુત યોગીશ્વર સંત, મહા પ્રભાવશાળી મહંત

નેક ટેકમા દ્રઢ પૂરો તું, હું દીપક લઈને ગોતું....૧
પ્રજ્ઞાશાળી વળી ધૈર્યવંત, મહા ભાગ્યશાળી પુન્યવંત

તારું જીવન હતું અનોખું, હું દીપક લઈને ગોતું....૨
ચળકતો તેજસ્વી તારો, હતો. આધાર સદા અમારો

રત્ન કોહીનુર ક્યાં શોધું, હું દીપક લઈને ગોતું....૩
એક દિન જાવું છે બધાને, કાળ મૂકે ના કોઇ પ્રજાને

પણ અચાનક જાણ્યું નોતું, હું દીપક લઈને ગોતું....૪
વડીયા વિદ્યાલય તું યાદી, ત્રણ પુસ્તકાલયો પ્રસાદી

સંઘનું કરતો રખોપું હું દીપક લઈને ગોતું....૫
ઓગણીશ દીક્ષાના દેનારા, જિન શાશન દીપાવનારા

વીરપંથ શોભાવનારો હું દીપક લઈને ગોતું....૬
ઉપાશ્રયની ખામી જ્યાં લાગી, ગામો ગામની ભીડ તે ભાંગી

સમયજ્ઞ વીતરાગનો તું, દીપક લઈને ગોતું....૭
પૂજ્ય ડુંગરસિંહના પ્યારા, તેના જીવનને ગૂંથનારા

પ્રાણ પ્રાણ જિન ધર્મનો તું, હું દીપક લઈને ગોતું....૮
કામ હાથમાં તું જે લેતો. પલમાહે પૂરું કરી દેતો
બડભાગી વૈરાગી ઓ તું, હું દીપક લઈને ગોતું....૯

અપૂર્વ તપોભૂમિનો તું, હું દીપક લઈને ગોતું....૨૧
ગુલાબ કેશર બે બેન છે તારે, તેમાં ગુલાબ બેન છે અત્યારે

બંધવ ભીમજી ભાઈનો તું, હું દીપક લઈને ગોતું....૨૨
તારે પગલે ભકત જન નાચે, દાનપૂન્યમાં બહુ બહુ રાચે

એવો ઉપદેશ દેનારો તું, હું દીપક લઈને ગોતું....૨૩
ઓગણીશ છોતેરના દિન, વદી ફાગણ છઠમાં તલ્લીન

બન્યો રક્ષક છ કાયનો તું, હું દીપક લઈને શોધું....૨૪
શાંત દાંત બાળ બ્રહ્મચારી, ધર્મ ધુરંધર વ્રતધારી

હતો ઢાંકણ સંપ્રદાયનો તું, હું દીપક લઈને શોધું....૨૫
દ્રવ્ય પ્રાણ વિખૂટા થયા, ભાવ પ્રાણ અમર રહ્યા
સંત સેવક જાગીને જો તું, હું દીપક લઈને ગોતું....૨૬

—

રંગ રાગે રાચ્યા નહી, વૈરાગ માંહી રમંતજી
રામ નામ રાજી રહે, શિવરમણીએ રકતજી
કુડ કપટ ક્રોધને ગાળી, બનિયા ક્ષમાવંતજી
દીન દુઃખી દર્દી દેખી, દિલ દુઃખે દ્રવંતજી....૬

જૈનશાળા પાઠશાળા ફાલી ફુલ્લી દીપંતજી
જેના પ્રભાવે ધર્મસ્થાનો તપ જપે ગરજંતજી
પુનિત પગલા જિહાં થાતાં, તીર્થ ભૂમિ બનંતજી
બાળ વયેથી બ્રહ્મચારી, બુદ્ધિજ બહુ બળવંતજી....૭

ભવ ભયની ભીતી ભાંગી, ભદ્રિકને ભાગ્યવંતજી
ભૂષણુ છો ભૂમિ પરના, ભંતે થશો ભગવંતજી
સમાજ સુધારે સંપકામી. સરલને સમવંતજી
સદાચારી સુખાકારી, સંતસેવક સોહતંજી....૮

—

| | | |
|---|---|---|
| શ્રી | ગોવીંદજી રવજી બદાણી | ૧૦ |
| ,, | જીવણલાલ મીઠાભાઈ ભીમાણી | ૧૦ |
| ,, | ગ. સ્વ. હરકુંવરબેન કોઠારી | ૧૦ |
| ,, | મહેતા બાવીસી એન્ડ કું. | ૫ |
| ,, | પ્રાણજીવન આણંદજી દોશી | ૫ |
| ,, | કંતીલાલ ખીમચંદ મહેતા | ૫ |
| ,, | મગનલાલ તારાચંદ શાહ | ૫ |
| ,, | અનુભાઈ મોહનલાલ વોરા | ૫ |
| ,, | રાયચંદ ઠાકરશી ધીયા | ૧૦ |
| ,, | નરોત્તમદાસ સુંદરજી ભીમાણી | ૫ |
| ,, | ભુદરલાલ વનરાવનદાસ પારેખ | ૫ |
| ,, | અ. સૌ વિજયાબેન કાંતીલાલ શાહ | ૫ |

જામનગરવાળા

| | | |
|---|---|---|
| ,, | મગનલાલ છગનલાલ શેઠ | ૫ |
| ,, | ફુલચંદ કસલચંદ મહેતા | ૩ |
| ,, | હીરાલલ અમૃતલાલ પારેખ | ૨ |
| ,, | સ્થા. જૈન વર્ધમાન વણીક સંઘ (જામજોધપુર) | ૨ |
| ,, | છોટાલાલ નાનજી ભીમાણી | ૨ |
| ,, | સમરતબેન સવચંદ મોદી | ૨ |
| ,, | ચંદુલાલ હીરાચંદ મોદી | ૨ |
| શ્રી | લીલાધર હરજીવન ખીમાણી | ૧ |
| ,, | વાસુદેવભાઈ | ૧ |
| ,, | છગનલાલ મોતીચંદ | ૧ |
| ,, | વનેચંદ જેચંદ દોશી | ૧ |
| ,, | ચંદ્રકાંત કેશવલાલ દોશી | ૧ |

| | | |
|---|---|---|
| શ્રી | નાગરદાસ તલકચંદ પારેખ. | ૧. |
| ,, | લાભશંકર ઓધવજી દોશી. | ૧. |
| ,, | ભાનુરાય જયશંકર કામદાર | ૧ |
| ,, | ધીરજલાલ ગોકળદાસ સુતરીયા | ૧. |
| ,, | ગોકલદાસ રામજી સુતરીયા | ૧ |
| ,, | ઝવેરચંદ પાનાચંદ મગીયા | ૧ |
| ,, | છબલબહેન માવજી | ૧. |
| ,, | નવલચંદ ફત્તેચંદ પટેલ | ૧ |
| ,, | તિલકચંદ દયાળજી દોશી | ૧ |
| ,, | હીંમતલાલ ભાઈચંદ મહેતા | ૧ |
| ,, | અમીચંદ ન્યાલચંદ મહેતા | ૧ |
| ,, | નૌતમલાલ દેવકરણુ જસાણી | ૧ |
| ,, | શરદચંદ્ર છોટાલાલ કોઠારી | ૧૦ |
| ,, | મોહનલાલ કસ્તુરચંદ્ર શાહ | ૧૦ |
| ,, | રા. બ. એમ. પી. સાહેબ | ૫ |
| ,, | રતીલાલ ન્યાલચંદ ચીતલીયા | ૨૫ |
| ,, | અમુલખ મુળજીભાઈ કોઠારી | ૧૦ |
| ,, | મુલચંદભાઈ ઓધવજીભાઈની કું. | ૨૫ |
| ,, | લલીતરાય લાભશંકર ઉદાણી | ૫ |
| ,, | ચુનીલાલ મોતીચંદ ગાંધી | ૫ |
| ,, | ચુનીલાલ પીતામ્બરદાસ દોશી | ૫ |
| ,, | ચીમનલાલ લક્ષ્મીચંદ મહેતા | ૫ |
| ,, | ગોવિંદજી પોપટભાઇ કામદાર | ૩૦ |
| ,, | શેઠ સુંદરજીભાઇ કાલીદાસભાઈ | ૫ |
| ,, | જયસુખલાલ છગનલાલ મહેતા | ૫ |

| | | |
|---|---|---|
| શ્રી | રેવાશંકર હીંમતલાલ બાત્રીસી | ૧ |
| ,, | દુલેરાય કેશવજી પંચમીયા. | ૧ |
| ,, | ભુરાલાલ કમળશી ચોટીલાવાળા | ૧ |
| ,, | કેશવલાલ ભવાનભાઈ દોશી | ૧ |
| ,, | મણીલાલ વીરપાળ દોશી | ૧ |
| | | ૧૦૦૧ |

કલકત્તા

| | | |
|---|---|---|
| ,, | કાનજીભાઈ પાનાચંદ ભાયાણી | ૨૫ |
| ,, | અમૃતલાલ ભવાનભાઈ કાળાભાઈ પંચમીયા | ૨૫ |
| ,, | ગીરધરલાલ હંસરાજભાઈ કામાણી | ૨૫ |
| ,, | રમણીકલાલ ધનજીભાઈ પંચમીયા | ૨૫ |
| ,, | પોપટભાઈ ખીમચંદભાઈ | ૨૫ |
| ,, | અબાભાઈ માલાણી | ૨૫ |
| ,, | માણેકચંદ ઝવેરચંદ દેસાઈ | ૨૫ |
| ,, | મગનલાલ ઝવેરચંદ દેસાઈ | ૨૫ |
| ,, | રતીલાલ દામોદરભાઈ ઘેલાણી | ૨૫ |
| ,, | નરેન્દ્રભાઈ શશીકાન્ત શેઠ નરભેરામ | ૨૫ |
| ,, | વચ્છરાજ ધરમશી ગોડા | ૨૫ |
| ,, | બચુભાઈ વસનજી લાઠીયા | ૨૫ |
| ,, | હેમચંદભાઈ હીરાચંદ મેઘાણી | ૨૫ |
| ,, | જગજીવન શીવલાલ દેસાઈ | ૨૫ |
| ,, | ગીરધરલાલ ભાનુલાલ કોઠારી. | ૧૧ |
| ,, | મણીલાલ નરસિંહ ઘેલાણી | ૧૧ |
| ,, | અમૃતલાલ માણેકચંદ ધનબાદ ઝરીયા કમાસ ખરમો | ૧૪ |
| ,, | મનસુખલાલ દુર્લભજી માલાણી | ૧ |
| | | ૩૮૭ |

## મુંબઈ

| | | |
|---|---|---|
| શ્રી | ગીરધરલાલ દેવચંદ ગોડા તથા વિજ્યાલક્ષ્મી બહેનગોડા (પીડવડીવાળા) વડગાદી મુંબઈ | ૧૧૧ |
| ,, | જડાવબેન રામજી કામાણી મુંબઈ | ૫૧ |
| ,, | ચુનીલાલ મુલજી મોટાણી મુબઈ | ૫૧ |
| શ્રી | જમનાદાસ અમરશી તેજાણી મુંબઈ | ૧૧ |
| ,, | નરસેરામ મોરારજી બાટકીયા મુંબઈ | ૧૦ |
| ,, | નાથાલાલ ઝવેરચંદ કામદાર મુંબઈ | ૫ |
| ,, | કાંતિલાલ રાયચંદ | ૧ |
| ,, | જયોત્સના રાયચંદ | ૧ |
| ,, | સવીતાબેન હેમતરામ | ૧ |
| ,, | જસવંતી રાયચંદ | ૧ |
| ,, | રબીયાતબેન | ૧ |
| | | ૨૪૪ |

## ઇંદોર

| | | |
|---|---|---|
| શ્રી | એક ગૃહસ્થ તરફથી હા૦ વસંતરાય દોશી | ૨૫ |
| ,, | અભેચંદ. વી. તુરખીયા | ૬ |
| ,, | રંગનાથ આણુંદજી તુરખીયા | ૫ |
| ,, | જયંતીલાલ સંઘવી | ૫ |
| ,, | મોહનલાલ કપાસી | ૫ |
| ,, | તુરખીયા ટ્રેડર્સ | ૫ |
| ,, | વૃજલાલ વર્ધમાન મહેતા | ૪ |

| | | |
|---|---|---|
| ,, | નેમીચંદભાઈ અજમેરા | ૧ |
| ,, | પ્રવીણચંદ્ર હીરાચંદ કોઠારી | ૧ |
| ,, | જગદીશચંદ્ર હીરાચંદ કોઠારી | ૧ |
| ,, | હસમુખરાય કોઠારી | ૧ |
| ,, | ત્રીભોવન ચાંપશી કોઠારી | ૧ |
| ,, | અમૃતલાલ એન. દાણી | ૧ |
| ,, | બાબુલાલ એન. દાણી | ૧ |
| ,, | મણીલાલ જે. બદાણી | ૧ |
| ,, | દલસુખરાય જે. ઉદાણી | ૧ |
| ,, | રમેશચંદ્ર જે. દોશી | ૧ |
| ,, | વસંતરાય જે. દોશી | ૧ |
| ,, | મણીલાલ વી. ગોસલીયા | ૧ |
| ,, | પુષ્પાબેન પીપળીયા | ૧ |
| ,, | રેવાબહેન દોમડીયા | ૧ |
| ,, | નરસિંહદાસ જે. બોટાદરા | ૧ |
| ,, | હુકમીચંદ એચ. દોશી | ૧ |
| ,, | વસંતલાલ બી. ગાંધી | ૧ |
| ,, | રતિલાલ વી. તુરખીયા | ૧ |
| ,, | ત્રીભોવન વી. તુરખીયા | ૧ |
| ,, | બાબુલાલ ત્રીભોવનદાસ મહેતા ખંડવા | ૧ |
| ,, | મનુભાઇ સૌભાગ્યચંદ કુંભાણી ખંડવા | ૧ |
| ,, | રમણીકલાલ વર્ધમાન મહેતા ખંડવા | ૧ |
| ,, | કાન્તિલાલ વર્ધમાન મહેતા ખંડવા | ૧ |

| | |
|---|---|
| શ્રી ભીખાલાલ ગોપાલજી સોમાણી | ૨ |
| ,, વૃજલાલ દુર્લભજી જાટકીયા | ૨ |
| ,, કુશાળચંદ મકનજી શાહ | ૨ |
| ,, માણેકચંદ વીરજીભાઈ મોદી | ૨ |
| ,, રાયચંદ કાળીદાસ મડીયા | ૨ |
| ,, વૃજલાલ કાળીદાસ દેસાઈ | ૧ |
| ,, શીવલાલ દયાળજી જાડકીયા | ૧ |
| ,, બાપાલાલ રાજપાળ જાટકીયા | ૧ |
| ,, માણેકચંદ જીવાભાઈ મડીયા | ૧ |
| ,, ટપુભાઈ હેમચંદ કામદાર | ૧ |
| ,, શાંતિલાલ નરોત્તમ મડીયા | ૧ |
| ,, જગજીવનદાસ જેચંદ દેસાઈ | ૧ |
| ,, માણેકલાલ પાનાચંદ મડીયા | ૧ |
| ,, ગીરધરલાલ ત્રીકમજી ઘેલાણી | ૧ |
| ,, ગીરધરલાલ પાનાચંદ ઘેલાણી | ૧ |
| ,, ભીમજી કાહુયાભાઈ ઘેલાણી | ૧ |
| ,, મગનલાલ બ્રધર્સ | ૨ |
| ,, રૂપમ સ્ટોર | ૧ |
| ,, ભગવાનજી જીણાભાઈ કોઠારી | ૧ |
| ,, ઝવેરચંદ ગોપાળજી સોમાણી | ૧ |
| ,, દામજીભાઈ હેમચંદ ઘેલાણી | ૧ |
| ,, મણીલાલ જીવરાજ જાટકીયા | ૧ |
| ,, રેવાશંકર હેમચંદ મેઘાણી | ૧ |
| ,, પરસોત્તમ ધનજીભાઈ | ૧ |
| ,, હીરાચંદ માધવજી | ૧ |
| ,, ઝવેરચંદ મકનજી દેસાઈ | ૧ |
| ,, નાગરદાસ જેઠાલાલ મડીયા | ૧ |
| ,, શામળજી મોતીચંદ પંચમીયા | ૧ |

| | |
|---|---|
| શ્રી દામોદર ઓઘડદાસ રૂપાણી | ૧ |
| ,, વસ્છરાજ જાદવજી | ૧ |
| ,, રામજીભાઈ ત્રીકમજી મગીયા | ૧ |
| ,, ન્યાલચંદ ઝવેરચંદ ગાઠાણી | ૧ |
| ,, પ્રાણલાલ દામોદર ટીંબડીયા | ૧ |
| ,, ત્ર્યંબકલાલ દેવકરણ જસાણી | ૧ |
| ,, કાનજી કપુરચંદ કોઠારી | ૧ |
| ,, હરજીવન અમરસી પંચમીયા | ૧ |
| શ્રી પોપટલાલ લાલચંદ વૈદ | ૧ |
| ,, ધીરજલાલ પોપટલાલ કામદાર | ૧ |
| ,, દુર્લભજી નાગજી દોશી | ૧ |
| ,, રતીલાલ જાદવજી દેસાઈ | ૧ |
| ,, પ્રભાકુંવર ગોરધનદાસ | ૧ |
| ,, હકીમચંદ હરજીવન પંચમીયા | ૧ |
| ,, પ્રભુદાસ વાલજીભાઈ | ૧ |
| ,, માણેકચંદ રૂગનાથ ઝાટકીયા | ૧ |
| | ૨૬ |

## ગોંડલ

| | |
|---|---|
| શ્રી ગોંડલ નવાગઢ સ્થા જૈન સંઘ | ૨૫ |
| ,, જયંતિલાલ ઉત્તમચંદ ઝાટકીયા | ૫ |
| ,, માણેકચંદ નાગજી | ૩ |
| ,, રતીલાલ મોતીલાલ જસાણી | ૨ |
| ,, મણીલાલ કાનજી શેઠ | ૨ |
| ,, પ્રસન્નલાલ વી પુજાણી | ૧ |
| ,, વનમાળી ખીમદાસ મોદી | ૧ |
| ,, રતીલાલ ભાઈચંદ ગોડા | ૧ |
| ,, સુંદરજી વૃજલાલ કોઠારી | ૧ |
| ,, ગાંડાલાલ દામજી કોઠારી | ૧ |

## જુનાગઢ

| | |
|---|---|
| શ્રી સ્થા જૈનસંઘ | ૧૯ |
| શ્રી લવજીસ્વામી પુસ્તકાલય | ૧૫ |
| શ્રી ગોવીંદજી ગી. ધર પારેખ | ૧ |
| ,, વૃજલાલ તારાચંદ દોશી | ૧ |
| ,, અમૃતલાલ હીરાચંદ કોઠારી | ૧ |
| ,, રવજીભાઇ મેઘજી સંઘવી | ૧ |
| ,, શશીકાંત જે શેઠ | ૧ |
| ,, નરોતમદાસ નાગજી કામદાર | ૧ |
| ,, મુળજી ડાહ્યાભાઇ દોશી | ૧ |
| ,, મણીલાલ ડાહ્યાભાઈ દોશી | ૧ |
| ,, જેઠાલાલ પ્રાગજી વકીલ | ૧ |
| ,, મુળજી કાળીદાસ બાટલીયા | ૧ |
| ,, તલકચંદ નાનજી માસ્તર | ૧ |
| ,, મગનલાલ નેમચંદ કોઠારી | ૧ |
| ,, કપુરચંદ જાદવજી પટેલ | ૧ |
| ,, રૂગનાથ વલભજી લખાણી | ૧ |
| ,, અભેચંદ ધરમશી મહેતા | ૧ |
| ,, નંદલાલભાઈ દફતરી | ૧ |
| ,, છોટાલાલ ઓધવજી ચોકસી | ૧ |
| ,, ઇશ્વરલાલ વીઠલજી બેલાણી | ૧ |
| ,, સૌભાગ્યચંદ વીઠલજી બેલાણી | ૧ |
| ,, મગનલાલ હીરાચંદ કોઠારી | ૧ |
| ,, દુર્લભજી મેઘજી સંઘવી | ૧ |
| ,, વૃજલાલ જેઠાલાલ સંઘાણી | ૧ |
| ,, પ્રભુદાસ મંગળજી પારેખ | ૧ |
| ,, પ્રતાપરાય મહાસુખરાય શેઠ | ૧ |
| ,, ભગવાનજી જેઠાભાઈ સંઘાણી | ૧ |
| | ૫૧ |

,, બેન હેમચંદ મકાણી 1
,, ઝાટકીયા વિઠલદાસ કાલીદાસ 1
,, જસાણી નાનાલાલ હરજીવન 1
,, ઝાટકીયા રામચંદ દુર્લભજી 1
,, ઝાટકીયા શાંતિલાલ દુર્લભજી 1
,, ઝાટકીયા કેશવલાલ પ્રાણજીવન 1
,, ભાયાણી નરભેરામ ત્રીભોવનદાસ 1
,, ઠોસાણી જગજીવન ત્રીભોવનદાસ 1

36

## મેંદરડાં

| | |
|---|---|
| શ્રી સ્થા જૈન સંઘ | 1 |
| ,, લાઠીયા પાનચંદ પરસોતમ | 1 |
| ,, બદાણી ખેતસી ધરમસી | 1 |
| ,, શાહ જેઠાલાલ દેવચંદ | 1 |
| ,, હીરાણી અમૃતલાલ ત્રીકમજી | 1 |
| ,, પારેખ ત્રીકમ જગજીવન | 1 |
| ,, બદાણી નાથાલાલ કાનજી | 1 |
| ,, માવાણી હરખચંદ ડાહ્યાભાઈ | 1 |
| ,, શાહ રતીલાલ આણંદજી | 1 |
| ,, અજમેરા ભાઈચંદ જસરાજ | 1 |
| ,, હીરાણી અદરજી ત્રીકમજી | 1 |
| | 11 |

## કાલાવાડ

| | |
|---|---|
| શ્રી દોશી છગનલાલ જાદવજી | 1 |
| ,, રવાણી મગનલાલ ધરમશી | 1 |
| ,, સ્થા જૈન સંઘ | |

| | | |
|---|---|---|
| ,, | અમૃતલાલ શામજી | ૧ |
| ,, | જમનાદાસ ભાઈચંદ દેસાઈ | ૧ |
| ,, | ભુપતરાય મોતીચંદ ગાંધી | ૧ |
| ,, | બાબુભાઈ રામજી કોઠારી | ૧ |
| ,, | જેચંદ હંસરાજ માટલીયા | ૧ |
| ,, | શાંતિલાલ જગજીવન મોદી | ૧ |
| ,, | દુર્લભદાસ ધનજી મોદી | ૧ |
| ,, | રતીલાલ જગજીવનદાસ મોદી | ૧ |
| ,, | લલુભાઈ કાનજી મોદી | ૧ |
| ,, | પદમાબેન ભુપતરાય વોરા | ૧ |
| | | ૩૦ |

## માંગરોળ

| | | |
|---|---|---|
| શ્રી | સ્થા. જૈન. સંઘ | ૧ |
| ,, | ખીમચંદ અંદરજી દોશી | ૧ |
| ,, | ગુલાબચંદ લીલાધર ડોડી | ૫ |
| ,, | ગીરધરલાલ લીલાધર ગાધી | ૨ |
| ,, | વરજીવનદાસ દેવચંદભણુસારી | ૨ |
| ,, | જયાનંદ વખતચંદ વકીલ | ૧ |
| ,, | પ્રેમજી નેમચંદ ગાંધી | ૧ |
| ,, | ગોકલદાસ રામજી ગાંધી | ૧ |
| ,, | વલ્લભજી કલ્યાણજી મહેતા | ૧ |
| ,, | ચંપકલાલ કાળીદાસ બદાણી | ૧ |
| ,, | શશીકાન્ત વરજીવનદાસ | ૧ |
| ,, | ગંગાદાસ લાલજી હસ્તે દીવાળીબેન | ૧ |

| | | |
|---|---|---|
| ,, | વસનજી કરસનજી | ૧ |
| ,, | માણેકલાલ ધારશીભાઈ | ૧ |
| ,, | કેશવલાલ દામોદર | ૧ |
| ,, | ફુલચંદ જુઠાભાઇ | ૧ |
| ,, | નરભેરામ મનજીભાઈ | ૧ |
| ,, | રતીલાલ ઝવેરચંદ | ૧ |
| ,, | જેકુંવર બેન પાનાચંદ | ૧ |
| ,, | રતીલાલ મોરારજી | ૧ |
| ,, | નાથાલાલ વીઠલદાસ | ૧ |
| ,, | મીનાક્ષીબેન મનસુખલાલ | ૧ |
| ,, | રતીલાલ આણંદજી | ૧ |
| ,, | રતીલાલ કાનજીભાઇ | ૧ |
| ,, | ભીમજી લાધાભાઇ | ૧ |
| ,, | નરભેરામ મુલજીભાઇ | ૧ |
| ,, | કેશવલાલ ડુંગરસીભાઈ | ૧ |
| ,, | તારાચંદ ભાઇચંદભાઈ | ૧ |
| ,, | હરજી લાલજી નથુભાઇ | ૧ |
| | | ૩૬ |

અમદાવાદ

| | | |
|---|---|---|
| શ્રી | નગીનદાસ વૃજલાલ | ૧ |
| ,, | ન્યાલચંદ હરખચંદ શેઠ | ૧ |
| ,, | દામોદરદાસ નરભેરામ બદાણી | ૩ |
| ,, | વૃજલાલ કમાણી ધારીવાળા | ૧ |
| ,, | નથાલાલ લાલચંદ | ૧ |
| ,, | મણીલાલ ચત્રભુજ શાહ | ૩. |

,, શાન્તિલાલ મણીલાલ કેઠારી ૨
,, ભોગીલાલ અમૃતલાલ દોશી પુના ૧
,, સ્થાનકવાસી જૈન સોસાયટી ૫
,, લક્ષ્મીચંદ ઝવેરચંદ સંઘવી ૧
,, લીલાધર જીવરાજ આકડીયાવાળા ૧
,, ભાલેશીયા સ્ટેશનરી માર્ટ ૧
,, વનેચંદ છગનલાલ દેસાઇ ૧
,, ભાયાણી મનસુખલાલ પ્રાગજી ૧
,, ગાંધી તારાચંદ ઝવેરચંદ ૧
,, જયસુખલાલ તારાચંદ ઝાટકીયા ૧
,, કેશવલાલ દુર્લભજી ટીંબડીયા ૧
,, હરીલાલ કાનજી શાહ ૧
,, સ્વ કાંતિલાલ મણીલાલ કામદાર મુંબઇ ૧
,, જયંતીલાલ કપુરચંદ મહેતા મુંબઈ ૧
,, ઘેલાણી મહેન્દ્ર કુમાર નરોત્તમદાસ ૧
,, શાંતિનાથ પોપટલાલ પારેખ પોર્ટસુદાનવાળા ૨
,, સૌરાષ્ટ્ર સ્થા જૈનસંઘ નગરશેઠનો વંડો ૫
,, સાબરમતી સ્થા જૈનસંઘ ૧૧
,, રતિલાલ સોમજી ઝાટકીયા ૧
,, ભીખાલાલ નાનચંદ દેસાઈ ૧
,, જેચંદ લવચંદ ૧
,, કાન્તિલાલ લવચંદ ૧
,, ચુનીલાલ નરસેરામ ૧
,, છોટાલાલ મોરારજી ૧

| | | |
|---|---|---|
| ,, | વાડીલાલ કાળીદાસ શાહ | ૧ |
| ,, | નાગરદાસ પ્રેમચંદ શાહ | ૧ |
| ,, | સોમચંદભાઇ અમરસી તેજાણી | ૧ |
| ,, | મોહનલાલ દેવચંદભાઈ મહેતા | ૧ |
| ,, | ખોડીદાસ છગનલાલ | ૧ |
| ,, | અમૃતલાલ મુલચંદ મગિયા | ૧ |
| ,, | ખોડાભાઇ રામજી પટેલ | ૧ |
| ,, | પોપટલાલ જીવરાજ ડોસાણી | ૧ |
| ,, | ભાઇલાલ જીવરાજ ડોસાણી | ૧ |
| ,, | નાથાલાલ ગોબરદાસ ઘડિયાળી | ૧ |
| ,, | ચંદુલાલ ખુશાલદાસ અજમેરા | ૧ |
| ,, | હરીલાલ અમરસી મોદી | ૧ |
| ,, | જમનાદાસ રાયચંદ હપાણી | ૧ |
| ,, | સમજુબેન જાદવજી મગિયા | ૧ |
| ,, | સમજુબેન કામદાર | ૧ |
| ,, | ચત્રભુજ નરસીદાસ તેજાણી | ૧ |
| ,, | છગનલાલ ભુરાભાઈ ખેંતાણી | ૧ |
| ,, | જેકુંવરબેન મુંડા | ૧ |
| ,, | મણીબેન વાડીવાળા | ૧ |
| ,, | શાંતાબેન વોરા | ૧ |
| ,, | સંતોકબેન વીરાણી | ૧ |
| ,, | અંબાબેન ધાંટવડવાળા | ૧ |
| ,, | રંગનાથ અમરસી તેજાણી | ૧ |
| ,, | દુલભજી હરિચંદ સંઘવી | ૧ |

| | | |
|---|---|---|
| ,, | છગનલાલ દેવજીભાઈ બદાણી | ૧ |
| ,, | નટવરલાલ નાનચંદ ડોળવાળા | ૧ |
| ,, | હીંમતલાલ ખાવચંદ ઠોસાણી | ૧ |
| ,, | પોપટલાલ દેવજીભાઈ બદાણી | ૧ |
| ,, | છગનલાલ હીરજીભાઈ કોઠારી | ૧ |
| શ્રી | વૃજલાલ ગાંડાલાલ વોરા | ૧ |
| ,, | જયંતીલાલ જેચંદભાઈ શાહ | ૧ |
| ,, | વલભદાસ રામજીભાઈ વકીલ | ૧ |
| ,, | મણીલાલ સવાઈલાલ ગાંધી | ૧ |
| ,, | વૃંદાવનદાસ ત્રીભોવનદાસ શાહ | ૧ |
| ,, | કલ્યાણજી દેવજીભાઈ બદાણી | ૧ |
| ,, | ડૉ. ગીરધરલાલ ચતુરભાઈ | ૧ |
| શ્રી | ત્રીકમલાલ ધરમશીભાઈ મારફતીયા | ૩ |
| | | ૪૦ |

## પરચુરણ ગામોના ગ્રાહકોની યાદી

| | | | |
|---|---|---|---|
| ,, | શ્રી જૈનસંઘ | રાણીગંજ | ૧ |
| ,, | હીંમતલાલ ગોપાલજી | પતીરા | ૧ |
| ,, | શાન્તીલાલ ગોપાલજી | પતીરા | ૧ |
| ,, | રાજેન્દ્ર રેવાલાલ | જેતપુર | ૨ |
| ,, | છોટાલાલ પોપટલાલ | ચલાલા | ૧ |
| ,, | જીવનલાલ ગોપાલજી | ચલાલા | ૧ |
| ,, | શ્રી ઝવેરચંદ અમરસી | મતવા | ૧ |
| ,, | શાંતિલાલ દયાલજી માટલીયા | મતવા | ૧ |
| ,, | શ્રી સ્થા. જૈનસંઘ | મતવા | ૧ |
| ,, | હરગોવિંદ પાનાચંદ | લીલીયા | ૧ |
| ,, | કાન્તીલાલ એન કામદાર | લીલીયા | ૧ |

| | | | |
|---|---|---|---|
| ,, | શાહ વલભદાસ હરીલાલ | જેસીંગપુર | ૨ |
| ,, | શામળજી રૂગનાથ કામાણી | મોટી મોણુપરી | ૨ |
| ,, | કોટીચા લાલચંદ રાયચંદ | રાજકોટવાળા | ૨૦ |
| ,, | કોટીચા વલભદાસ રાયચંદ | રાજકોટવાળા | ૧૧ |
| ,, | શાહ કલ્યાણજી વચ્છરાજ | માલેગામ | ૫ |
| ,, | શાહ ભાવચંદ નથુભાઈ | માલેગામ | ૧ |
| ,, | શાહ અમૃતલાલ કાળીદાસ | માલેગામ | ૧ |
| ,, | શાહ પ્રભુદાસ ધીરજલાલ | નાશક | ૩ |
| ,, | શાહ પ્રભુદાસ મંગલજી | આકોલા. | ૧ |
| ,, | સ્થા જૈન સંઘ | ધોળા જંકશન | ૫ |
| ,, | સ્થા. જૈન સંઘ ગોંડલ સંપ્રદાય | ધોરાજી | ૧૦ |
| ,, | પ્રભુદાસ મુળજી ધોરાજી | | ૧ |
| ,, | વ્રજલાલ પાનાચંદ અમરેલી | | ૧ |
| ,, | અમૃતલાલ કાળીદાસ અમરેલી | | ૧ |
| ,, | ન્યાલચંદ મુળચંદ શેઠ અમરેલી | | ૧ |
| ,, | વ્રજલાલ પોપટલાલ કમાણી | કોસ્તી | ૧૦ |
| ,, | ગોરધનદાસ ત્રીભોવન મોદી | કોસ્તી | ૧૦ |
| | | | ૨૩૪ |